# ગુજરાતનું ગૌરવ

## ગ્રંથ પહેલો

*

માલિક તથા પ્રકાશક
એ. આર. ભીમાણી

આવૃત્તિ ૧ લી ]  [ પ્રત ૫૦૦

સને ૧૯૪૬.

કીંમત રૂા. ૨૦

મુદ્રક : સુનિટી પ્રીન્ટીગ પ્રેસ
૧૫૦, હોર્નબી રોડ, મુંબઈ ૧.

# નિવેદન

..........

કાઠીયાવાડમાં મેલેરીયામા સપડાયા છતાં "સૌરાષ્ટ્ર સમાચાર" નામનું અઠવાડીક પત્ર ગોંડલમાંથી પ્રસિધ્ધ કર્યું પણ જ્યારે તે ચલાવવું નશીબમા ન હતું ત્યારે પોરબંદર પૂજ્ય યતિ મહારાજ શ્રી રાજચંદ્રજીને વંદના કરવા ગયો ત્યારે તેમની સલાહથી સૌરાષ્ટ્રના સજ્જનો નામનું પુસ્તક યોજવા ધારેલું તે હાથ ધર્યું પણ પાછળથી બધા સલાહકારોના સંયુક્ત અભિપ્રાયથી તે પુસ્તકનું નામ "ગુજરાતનું ગૌરવ" રાખવા નિરધાર્યું.

ગુજરાતી ભાષા જાણનારા ઉદ્યોગપતિઓ, વ્યાપારીઓ તથા હુન્નર ઉદ્યોગોના નિષ્ણાતોની જીવનરેખા (ફોટા સાથે) ઉંચા આર્ટ પેપર ઉપર છાપી પાકા બાધાના પુસ્તક રૂપે પ્રસિધ્ધ કરવા નિર્ણય કર્યો

ઉંચા કાગળોની અછત હોવા છતાં સ્નેહીઓના સહકારથી મેળવી ગ્રંથ પહેલો આપની સેવામા રજુ કરૂ છુ. આવા પ્રકાશનમા તકલીફ પડે છે અને તેમા મારી નાદુરસ્ત તબીયતને અંગે વધુ તકલીફ પડી છે પણ પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આ પુસ્તક બહાર પાડવા શકિતશાળી થયો છું.

મારા તરફ મમતા ભાવ બતાવનાર સજ્જનો તથા આ કાર્યમાં પોતાના કીમતી વખતને ભોગે મને મદદ કરી છે તેઓનો ખરા અંતકરણથી ઉપકાર માનુ છુ

આ પુસ્તકમાં જાહેર ખબર આપનારી વીમા કુ઼ઓ તથા અન્ય વ્યાપારીઓનો હું ખરા અંતકરણ પુર્વક આભાર માનું છું.

એ. આર ભીમાણી

શ્રીમાન શેઠ શ્રી હરકીસનદાસની મખવનોનો લાભ આજે જનતા ઉડાવી રહી છે, તેમના જીવનનું એ રૂડું ગૌરવ છે. સ્વાશ્રયે જીવનનું મંગળાચરણ કરી શેઠ શ્રી આજની ભવ્ય મહત્તા જમાવી શકયા છે.

તેઓશ્રીનો જન્મ પોરબંદર (સુદામાપુરી) મા દશા શ્રીમાળી વણીક કોમમાં સંવત ૧૯૬૩ ના માહ માસમા થયો હતો.

પોરબંદરમાં પ્રાથમિક કેળવણી લીધા બાદ અને ૧૯૨૧ મા પોર્ટ સુદાન તરફ સિધાવ્યા હતા. તેમના પિતાશ્રી સાથે બીજા ભાગીદારો હતા તે બધાને અલગ કરી શેઠ હરકીસનદાસ ખુશાલદાસ કું ના નામથી કામકાજ શરૂ કર્યુ. પોતાની નાની વય છતા તેમની કાર્યદક્ષતાથી વ્યવસાયની લગામ હાથમાં લીધી ને દિન પ્રતિ દિન વધતા ગયા. પોર્ટ સુદાનમાં એક પછી એક શાખાઓ વધારતા ગયા. હાલમાં તેમની શાખાઓ વદમદની, ઓમ દુરમાન, પોટ સુદાન તથા કસાલામાં છે

શ્રી ગોપાલદાસ જેઠાભાઇની કાર્યશકિત જોઇ તેમને ભાગીદાર બનાવ્યા અને એકત્ર બળથી ખુબ વ્યવસાયમા વધારો થયો.

બીજા વિશ્વ વિગ્રહથી તેઓએ દેશમાં આવી સરાફી પેઢી ખોલી

અને ૧૯૪૧ માં પોરબંદરમાં શ્રી. નટવરસીંહજી ઓઈલ મીલનો પાયો નાખ્યો, જે આખા કાઠીયાવાડમાં

મશહુર છે તે મીલ સારૂ કાઠીયાવાડના તમામ મોટા સ્ટેશનોમાંથી હજારો ખાંડી માન્ડવી ખરીદ કરે છે. વેપારીઓમાં તેમની સારી પ્રતિષ્ઠા છે.

સને ૧૯૪૨ માં પોરબંદરમાં ટેક્સ્ટાઇલ મીલની શરૂઆત કરી જેમાં જુદી જુદી જાતનું કાપડ બને છે.

ટુંક સમય થયા બગસરામાં હાથ વણાટના કારીગરોને કામ નથી તેઓને પોરબંદરમાં લાવી હાથ વણાટની શાળો ચાલુ કરી છે જેથી ઘણા ગરીબ માણસોને રોજી મળે છે.

પોર્ટ સુદાનમાં તેમની પેઢી તથા શાખાઓમાં આપણા દેશી ભાઈઓ ઉપરાંત ત્યાંના વતનીઓને પણ રોજી મળે છે. ઉદ્યોગ ક્ષેત્રે તેમની મહત્તા આજે અતિ ભવ્યતાએ પહોંચી છે ને આગળ વધવાની તેમની મહત્વાકાંક્ષા છે. તેઓ ઘણા સરલ સ્વભાવી, મીલનસાર તથા નિરાભીમાની છે.

વ્યાપાર ઉપરાંત ધર્મમાં તેમને અડગ શ્રધ્ધા છે. ચોમાસામાં અથવા બીજા વખતમાં જ્યારે ઉપાશ્રયોમાં પૂજ્ય યતિશ્રી તથા પૂજ્ય સાધુઓ પધારે છે ત્યારે તેમની પાસેથી સારો ધાર્મિક લાભ મેળવે છે. તેમના દર્શને આવનારા શ્રાવકોની સારી સેવા બજાવે છે. સને ૧૯૪૪-૪૫ ના પર્યુષણ પર્વ વખતે પુજ્ય મહારાજ યતિ શ્રી રાજચંદ્રજીનું ચોમાસું હતું તે સમયે જે શ્રાવકો દર્શને આવતા હતા તેમને પોતાને રસોડે જમાડતા હતા.

તેમની સખાવતોનો આંકડો એટલો છુપો રાખે છે કે એક કાનથી બીજે કાન જાણી શકે નહી પણ અમારી તપાસમાં માલુમ પડ્યું છે કે તે ઘણો મોટો થાય છે એટલે કે લાખોનો થાય છે. તેઓ હમેશાં હસ્તે ચહેરે સેવા કરવા ઉત્સુક રહે છે.

પરમાત્મા આવા ઉદ્યોગપતિને ગરીબોને રોજી આપવા ધર્મ ધ્યાનમાં સારો ભાગ લેવાને તેમની સખાવતોના સંસ્થાઓને તેમજ ગરીબોને લાભ મળે તે ખાતર પરમાત્મા તેમને દીર્ઘાયુ અર્પે એજ અભ્યર્થના

તેઓશ્રીનો જન્મ સને ૧૮૮૮ ના જાનેવારી માસમાં થયો છે. તેમણે કેળવણી મુંબઇમાં લીધી છે.

સને ૧૯૦૬ માં તેમણે વ્યાપારમાં ઝંપલાવ્યું. સ્વબળે અથાગ પરિશ્રમ અને ખંતથી આજે તેઓ એક મહાન સોદાગરની રિધ્ધી સિધ્ધી મેળવી શકયા છે.

તેઓ ઈસ્ટ ઇન્ડીયા કોટન એસોસીયેશન તથા બોમ્બે બુલીયન એકસચેઈન્જમાં તેમની સ્થાપ્નાથીજ જોડાયા છે.

આજ લગભગ ૩૫ વરસ થયાં તેઓ રૂ તથા બુલીયનમાં કામકાજ કરે છે. જરાપણ અતિશ્યોક્તિ સિવાય તેઓ આર્થિક દુનીયામાં એક મહાન તેજસ્વિ નર છે.

બીજા દેશો જોયા. તેઓ બ્રીટન, તથા યુ એસ. એ. ની અગ્રગણ્ય વ્યાપારી સંસ્થાઓમાં સભ્ય બન્યા જેવી કે લીવરપુલ કોટન એસોસીએશન, ન્યુયોર્ક કોટન એક્સચેઈન્જ (તેઓ સભ્ય થવામાં પહેલાજ હિન્દુ હતા) ન્યુ ઓરલી યન્સ કોટન એક્સચેઈન્જ, કોમોડીટી એક્સચેઈન્જ વીગેરે.

સને ૧૯૩૦માં તેઓએ ફરીથી ફ્રાન્સ, જર્મની, ઇટાલી, ગ્રેટબ્રીટન અને યુ. એસ. એ. ની મુલાકાત લીધી જેમાં રૂ, સોનુ, ચાંદી, અને પરદેશ સાથે નાણાંની ધીરધાર સબધમાં બ્હોળો અનુભવ મેળવ્યો.

સને ૧૯૪૪ના નવેમ્બરમાં ઈન્ડીયન ડેલીગેશનના મુખ્ય નેતા તરીકે યુ. એસ. એ. માં ન્યુયોર્કમાં રાયમાં ભરાયેલી ઈન્ટરનેશનલ બીઝનેસ કોનફરન્સમાં હાજરી આપી.

સને ૧૯૨૮મા ઈન્ડીયન મરચન્ટસ ચેમ્બરની કમીટીમાં જોડાયા અને તે ચેમ્બરમા સને ૧૯૪૦માં પ્રમુખ ચુંટાયા

લીમીટેડ, એલકોક એશડાઉન એન્ડ કું. લીમીટેડ, સીરપુર પેપર મીલ્સ લીમીટેડ અને તે સિવાય બીજી ઘણી વ્યાપારી લીમીટેડ સંસ્થાઓના ડાયરેકટર છે.

છેલ્લા સાત વરસ થયાં નીકળતા અઠવાડીક જરનલ "ફાઇનેન્શીયલ ન્યુઝ"ના તેઓ તંત્રી છે જે તેમના અર્થ શાસ્ત્રના જ્ઞાનની પ્રતિતિ આપે છે.

નાણાં ધીરનારાઓ, શરાફો તથા વ્યાપારીઓમાં આ અઠવાડીક પત્રનું ઘણું માન છે અને અર્થશાસ્ત્ર સંબંધી જાહેર પ્રજાને જ્ઞાન આપવામાં તેમનો સારો ફાળો છે. આ અઠવાડીક પત્રનો હિંદુસ્તાન સિવાય પરદેશના અર્થશાસ્ત્રિઓ, બેન્કો વિગેરેમાં સારો ફેલાવો છે.

મહારાજા તખતસિંહજી હોસ્પીટલના કમ્પાઉન્ડમાં તેમના વડીલ બંધુ વૃજલાલભાઈ તેમજ લઘુબંધુ નંદલાલભાઈના સ્મર્ણાર્થે આશરે રૂપીયા ચાલીસ હજાર ખર્ચી એ નિવાસ સ્થાન બંધાવી આપી સ્ટેટને સુપ્રત કરેલ છે. આ નિવાસ-સ્થાન પરદેશથી આવ ાા ૬૬.ઓના સગાવ્હાલાઓને ઉતરવાની સગવડ સારૂ છે.

તેમના માતુશ્રીના સ્મર્ણાર્થે કન્યાશાળા ાારૂ પ્લોટમાં એક મકાન આપેલ છે. તેમની સદાવ્રત સખાવતો હમેશાં ચાલુજ છે, અને તે એટલી બધી છે કે તેનો આંકડો લાખોનો થવા જાય છે.

તેમનો કેળવણી તરફ ઘણો ચાહ છે જેથી તેઓ ઘણા વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપે છે. તેમણે શ્રી જૈન કેળવણી મંડળને રૂપીયા ત્રણ લાખ આપ્યા છે જેથી તે મંડળે ચાર લાખ રૂપીયાની કીમતે લીધેલા મકાનનું નામ "નાથીબાઈ ભુવન" રાખેલ છે જેમાં ચાલતા વિદ્યાલયનું નામ "શ્રી ચુનીલાલ મહેતા જૈન વિદ્યાલય" રાખ્યું છે.

શ્રી સ્થાનકવાસી જૈન ભાઈઓના બાળકોની કેળવણી આપવા તેઓ તિવ્ર આકાંક્ષા ધરાવે છે તે પૂર્ણ કરવા પરમાત્મા તેમને દીર્ઘાયુ અર્પે.

પ્રાથમિકને થોડી માધ્યમિક કેળવણી તેમણે અમરેલીમાં પ્રાપ્ત કરી, અને ધંધાર્થે તેઓ કલકત્તાના સાહસિક ક્ષેત્રમાં પહોંચ્યા અને "ગરીબાઇની ચાંદી"સમા એલ્યુમીનીયમના વાસણોની ફેરી શરૂ કરી. આ કાર્યમા ચોરવાડવાળા શ્રી જીવણલાલ મોતીચંદનો તેમને સાથ હતો. થોડા વખતમાં તેઓ બન્નેએ મળી એલ્યુમીનીયમના વાસણોની નાનકડી દુકાન ઉઘાડી. સાથોસાથ મહત્વાકાંક્ષા પ્રેરે તેવાં લખાણો અને સારાં પુસ્તકો તથા તે જમાનામાં વડોદરામાં પ્રસિદ્ધ થતાં "મહાકાલ" તથા "પ્રાતઃકાલ" નામના સામયિકોના અને એવાં ઈતર વાંચન અને મનનથી પ્રોત્સાહિત થઈ અદમ્ય ઉત્સાહથી આગળ વધ્યા. ધીમે ધીમે દ્રઢ મનોભાવના અને કાર્યાદેશની પ્રબળ મૂડી સાથે કાર્યક્ષેત્ર વધારે વિશાળ થતું ગયું, અને અનેક મુશ્કેલીઓ વચ્ચેથી સરળતાથી નીકળી જઇ તેમણે જીવણલાલ કંપનીની તેમની એલ્યુમીનીયમના વાસણોની દુકાન જમ[illegible], અને ધીમે ધીમે એલ્યુમીનીયમ[illegible] વાસણો બનાવવાનુ [illegible]ખાનું શરૂ કર્યું. હિન્દના ખુણે ખુણે તથા બર્મા અને લંકા જેવા દૂરના પ્રદેશોમાં પણ જીવણલાલના વાસણોની સારી ખપત થવા લાગી. પ્રથમ વિશ્વ-વિગ્રહ અને વિગ્રહોત્તર સમયમાં આ કંપનીએ હરણફાળ ભરી અને દેશભરમાં વધુ સારી પ્રતિષ્ઠા મેળવી. સેવાભાવી અને યુવાન વિદ્વાનોનો સાથ મેળવવામાં, તેમને ઉચ્ચ પદવીઓ આપવામાં અને કંપનીના નોકરોનુ જીવનધોરણ ઉચુ રહે તેવી ઘણી સગવડો આપવામાં ભાગીદાર મિત્રો શ્રી જીવણલાલભાઈ, શ્રી રામજીભાઈ અને શ્રી [illegible]ભાઈએ સુંદર પહેલ કરી. આ કંપનીમાં કામ કરી ઘણા યુવાનો આગળ આવ્યા કે જે પૈકી શ્રી ઝવેરચંદભાઈ મેઘાણી, શ્રી

પુરૂષોત્તમ ઝીણાભાઇ પાઠક, શ્રી હેમચંદ કપુરચંદ શાહ વગેરે તેનાં ઉજ્જ્વળ દ્રષ્ટાંત છે.

જેમ જેમ જીવનલાલ કંપની ઉત્તરોત્તર પ્રગતિ સાધતી ગઇ તેમ તેમ બન્ને ભાગીદારોની ભાવનાઓ અને કાર્યક્ષેત્રો પરિમાન્ત વર્તુળોની માફક વિસ્તરતાં જતાં હતાં. આ અરસામાં કાઠિયાવાડમાં ઇન્ફ્લ્યુએન્ઝાએ રૌદ્ર સ્વરૂપ ધારણ કર્યું અને અનેકના પ્રાણ લીધા. તે વખતે અમરેલી સેવક મંડળના આશ્રય તળે જે નિવારક ઉપાયો લેવાયલા તેમાં શ્રી રામજી ભાઇએ સારો રસ લીધો. બીજે વર્ષે અમરેલી પ્રાંત દુષ્કાળ નિવારણનું કામ શરૂ થયું. છાત્રોને શિષ્યવૃત્તિ શિક્ષકોને મદદ હરિજન ઉદ્ધાર અને અન્ય ઘણી દિશામાં સેવા અને પરોપકારના નાનાં મોટાં કાર્યોની શરૂઆત કરી. મહાત્માજીને પ્રતિ વર્ષે તેમના દેશસેવાના કાર્યો માટે તેમની કંપની તરફથી અવારનવાર ખાદી અને ઇતર રચનાત્મક કામો માટે સારી મદદ આપવામા આવતી. સને. ૧૯૨૧માં અસહકારની લડત શરૂ થઇ. શ્રી રામજીભાઈ પોતાનો ધીકતો ધંધો છોડી કાઠિયાવાડના ખાદી ઉત્પાદનના કાર્યમાં જોડાયા. કાઠિયાવાડ ખાદી કાર્યાલયની સ્થાપના થઇ. શ્રી રામદાસ ગાંધી અને પુજ્ય ઠક્કર બાપા આ કાર્યને અંગે જોમ અને આશિષ આપવા અમરેલી આવી વસ્યા.

કાઠિયાવાડમાં મેઢ મુકાયેલો રેંટીઓ આમ ઘેર ઘેર ફરી ગાજતો થયો. ટુંક સમયમાં અમરેલી એ સમસ્ત કાઠિયાવાડમા પ્રથમ ખાદી ઉત્પાદન કેન્દ્ર બની રહ્યું. અમરેલીના નેજા નીચે અન્ય ઘણાં ઉપકેન્દ્રો સ્થપાયા. ખાદીના આ અતિ બંડોળા ઉત્પાદનને લીધે એ સમયના પ્રમાણમાં

વેચાણ મુશ્કેલ પણ થયું. અમદાવાદની મહાસભાનો મંડપ અને આખું ખાદીનગર આ ખાદીથી સુસજ્જ થયેલું.

શ્રી રામજીભાઈ સને ૧૯૨૬ ના જાન્યુઆરીમાં જીવનલાલ કંપનીમાં ફરી જોડાયા. વ્યાપારી વિકાસ અર્થે તેઓ સને ૧૯૨૭ માં યુરોપને પ્રવાસે ગયા, અને કેટલાક નવા સંબંધો બાંધી કંપનીનો વિકાસ સાધ્યો. સને ૧૯૨૯માં કંપની જીવનલાલ (૧૯૨૯) લી. થઇ. આ સમય દરમીયાન કંપનીના કારખાના દેશમાં અનેક સ્થળે સ્થપાઇ ચુકયાં હતાં ખાસ કરીને દક્ષિણમાં "એલ્યુમીનીયમના ગજા"ની પદવી કંપનીએ પ્રાપ્ત કરી હતી. આ વધતી જતી પ્રતિષ્ઠાથી પ્રેરાઇ અમેરિકાની વિશ્વ વિખ્યાત એલ્યુમીનીયમ કંપનીએ આ કંપનીના કામને સાથ આપ્યો, અને જીવનલાલ કંપનીમાં જોડાઇ ગયા અને કંપનીએ કાર્યક્ષેત્ર વધાર્યું.

સને ૧૯૩૧ની લડત સમયે શ્રી રામજીભાઈ વ્યાપારી ક્ષેત્ર માંથી ફરી નિવૃત થયા અને કાઠીયાવાડમાં ગ્રામપુનઘટનાનું કામ જોસભેર ઉપાડયું. શ્રી નાનાભાઈ ભટ અને ગિજુભાઇ બધેકાના સહકારથી જ્ઞાન કિરણોની હિન્દની જુદી જુદી ભાષામાં પ્રસિદ્ધિ કરી. આ સમય ખાદી અને તેની લડત પ્રત્યે અશ્રદ્ધા દાખવનારો હતા. જનતામાં નિરાશા અને અર્ધપ્રકટ રાગના પ્રવાહો વહી રહ્યા હતા. એવા અનિશ્ચિત સમયે શ્રી રામજીભાઈએ એક નાવિન્યપૂર્ણ અને દેશ સેવાનું આંદોલન ઉપાડયું. ખેડુતો પોતા માટે સારો કપાસ રાખી કાંતી, બીજા પાસે વણાવી પોતાની ખાદી તૈયાર કરે તો ઘરની ખાદી ઉત્પન્ન થાય. આમ વસ્ત્ર સ્વાવલંબનનો પ્રચાર શકય બને માટે જુદે જુદે સ્થળે કામ માટે શાખાઓ

ખોલવામાં આવી. ચલાળામાં ખાદી ઉત્પાદનનું કામ ઉભું કરવામાં તેમણે ઠીક ઠીક સહકાર આપ્યો. જુદા જુદા દેશી રાજ્યોમાં પ્રદર્શનો ભરી આ કામનું મહત્વ સમજાવવામાં પણ ફાળો આપ્યો. ભાવનગર તથા અન્ય રાજ્યે પણ આ પ્રવૃત્તિ અપનાવી અને એ પ્રવૃત્તિને અનુકુળ નાના પ્રકારની સગવડો આપી.

તેમનું સર્વગ્રાહી મન હવે તદન નવીન દિશા પર વળ્યું. દેશની વસ્તીનો મોટો ભાગ ગામડામાં રહે છતાં તેને કેળવણી અપાય તે શહેરી જીવનને અનુરૂપ એ વિષમ વસ્તુસ્થિતિ તેમનું લક્ષ ખેંચી રહી. ગામડાના ગામડીયાઓને માટે શહેરી જીવનની કેળવણી આર્થિક અને સંસ્કારિક દ્રષ્ટિએ કેટલી હાનિકારક છે તેનો અમને ખ્યાલ આપતાં તેમને ગામડાને અનુરૂપ અને યોગ્ય કેળવણી મળે તે માટે કમ્મર કસી વડોદરાના સંસ્કારિક પ્રતિભાશાળી સેવક શ્રી મોતીભાઇ અમીન સાથે "ખેડુતશાળા" ની યોજના વિચારી, અમરેલીના નદી ઉપરના જેસંગપરા નામના વાસમાં ખેડુત શાળા શરૂ કરી આવા પ્રથમ ઉપયોગિતાના વિષય તરફ વડોદરાના સદ્દગત સંસ્કારપ્રેમી સર સયાજીરાવ અને અન્ય દેશપ્રેમીઓનું ધ્યાન ખેંચ્યું અને તે સબંધે સારૂ સાહિત્ય પણ પ્રસિદ્ધ કર્યું.

આ સમયે અમરેલી કાઠિયાવાડમાં અનેકવિધ જાહેર પ્રવૃત્તિથી ગાજી રહ્યું હતું. સદ્દગત રાજ્યરત્ન શ્રી હરિલાલ ભાઈ પારેખે શ્રી રામજીભાઈના સહકારથી કાઠિયાવાડ સેવા સંઘ સ્થાપ્યો હતો. વડોદરા રાજ્ય પ્રજામંડળ અને કાઠિયાવાડ રાજકીય પ્રવૃત્તિમાં શ્રી રામજીભાઇએ સારો રસલીધો, સેવા

દિક્ષિતોનો પ્રથમ વર્ગ, મહિલા તાલીમ વર્ગ, ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિ, બાળ પુસ્તકાલયોની સ્થાપના–એવી અનેકવિધ પ્રવૃત્તિઓમાં કેવળ આર્થિક જ નહિં કિન્તુ પોતાની અન્ય સર્વશક્તિનો લાભ પણ તેમણે આપવા માંડયો. પ્રદર્શનો ને પરિષદોના આંદોલનો ઉભાં કરી ગ્રામ અને શહેરી જનતાનો સંપર્ક સાધ્યો. ઉપરાંત હરિજન પ્રવૃતિને લોકભોગ્ય બનાવવામાં પણ સક્રિય ફાળો આપ્યો.

શ્રી રામજીભાઇના નાવિન્યપ્રિય અને સાહસિક સ્વભાવે પોતાની કાર્યશકિત માટે એક નવું ક્ષેત્ર શોધી લીધુ પોતાની જન્મભૂમિ ધારીમાં મગફળી, બાજરો વગેરે પાકતી પચ્ચીસેક વિઘા જમીન લીધી. વડોદરા રાજ્ય પ્રયોગાત્મક કૃષિક્ષેત્રો માટે પ્રખ્યાત છે. પણ તેઓથી ચાર ચાસણી ચડિયાતું વ્યકિતગત સાહસ અને ખંત દેખાડી શકે છે એ વાત શ્રી રામજીભાઇએ આ પચ્ચીસ વિઘા પર નાનુ શુ નંદનવન ઉભું કરી સિધ્ધ કરી આપી. એ શુષ્ક ખેતર અત્યારે વિખ્યાત "રામબા " બની ગયું. ધરતીએ પણ નવીન વસ્ત્ર પરિધાન કર્યા, એટલુંજ નહિં બલ્કે નવો જન્મજ જાણે લીધો પોર્ટુગીઝ હાફુસની ઘેરી લીલી ઝાડી પર મોસંબીનો આછો કસબ અને કેળની અતલસ ધરતી માતાને અલબેલી બનાવી રહ્યા છે. જાત જાતના અનેક ફળફુલથી આ ઉપવન લચી રહ્યું છે. પણ સૌથી વધુ ખીલી ઉઠે છે તે તો "મધુ બિન્દુ" પોપૈયાંથી હાફુસ જમાદાર રાચતો હશે. મોસંબી પુનામાં વર્ચસ્વ ભોગવતી હશે, કેળાં મલબારની કુદરતી સંપતિમાં શ્રેષ્ઠ મનાતાં હશે, પણ પોપૈયાં તો રામબાગમાંજ પોતાનો જન્મ સાર્થક કરી રહ્યાં

છે હિન્દભરમા પેપૈયાનો આ સ્વાન્વિત પ્રકાર ખ્યાતિ પામી રહ્યો છે, એટલું જ નહિં પણ સિલોન, બર્મા, આફ્રિકા વગેરે સ્થળે પણ તેના બીના સારાં મૂલ્ય ઉપજ્યાં છે. આમ શ્રી રામજીભાઇ તેમનાં સહધર્મચારિણી અ સૌ. જડાવલક્ષ્મી બ્હેન તથા સુપુત્રો શ્રી પુનમચંદભાઇ, શ્રી રસિકલાલ વગેરેએ હાથે પાવડો કોદાળી લઇ સતત કામ કરેલ છે કૃષિવિદ્યાનું વિશિષ્ટ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે શ્રી પુનમચંદભાઇને જાપાન મોકલેલા, એ એમની કાર્યપદ્ધતિનો એક સૂચક દાખલો છે

આજને તબકકે આ બાગ વૈજ્ઞાનિક વ્યવસ્થાપકની દેખરેખ નીચે ૨૫ ટકા જેટલુ વળતર આપી રહ્યો છે. આ સમય દરમીયાન તેમણે "ફળઝાડ ઉછેર મંડળી" સ્થાપી, અને પોતે તેનુ નેતૃત્વ લઈ સભા સમેલન ભરી સરકાર પાસેથી ઘણી સગવડો આવા પ્રકારની પ્રવૃત્તિઓ માટે મેળવી વડોદરા રાજ્યના કૃષિખાતાના અધિકારીઓએ આ પ્રવૃત્તિને સારો વેગ આપ્યો આવી રીતે અન્યને દ્રષ્ટાંત આપતી એક તદન નવી દિશાની શકયતા તેણે ઉઘાડી એક વસ્તુ હાથમા ધર્યા પછી અંત સુધી હાથમાજ રાખી તેની આગો પાગ ખીલવણી કરવી એ એમનો સિદ્ધાંત તેઓ દરેક નવુ કાર્ય હાથ પગ લેતી વખતે અણિશુદ્ધ જાળવે છે "રામબાગ" એનુ નાનુ પણ સચોટ દ્રષ્ટાંત છે.

વડોદરા રાજ્યના અનેક ક્ષેત્રોમા તેમણે અનેક પ્રકારે કામ કરી યશ પ્રાપ્ત કર્યો હતો શ્રીમંત વડોદરા નરેશે તેમની દાનપ્રિયતા અને સેવાવૃત્તિને કારણે "ગજરત્ન"નું બહુમાન આપ્યુ

ઈ. સ. ૧૯૩૯ ના પ્રારંભમાં શ્રી જમનાલાલ બજાજે તેમજ શ્રી જીવનલાભાઈએ તેમને ફરી ઉદ્યોગક્ષેત્રમાં જોડાવા નિમંત્રણ આપ્યું. મુકુન્દ આયર્ન વર્કસની તેઓ મેનેજીંગ એજન્સીમાં જોડાયા તેમના પુત્રો શ્રી પુનમચંદભાઈએ અને શ્રી રસિકલાલે પણ તેમાં જોડાઈ ઉદ્યોગક્ષેત્રમા શરૂઆત કરી. શ્રી રામજીભાઈની ઉદ્યોગપ્રેમી પ્રતિમા આ ઉદ્યોગમાં પણ ઝળકી ઉઠી

આ પછી કલકત્તામાં આવેલ ડણટ્યુ લેરલી નામની એક કંપની જેનું નામ હિન્દમાં વિખ્યાત હતુ તે દ્વિતીય યુદ્ધની પરોઢે ૧૯૪૧મા શ્રી રામજીભાઈએ સ્વતત્ર રીતે ખરીદ્યું અને આ સાહસમા બધી શકિતઓ કેન્દ્રિત કરી અત્યાર સુધી અલોહ (Non-ferrous)ધાતુઓ અને મિશ્રણો (Alloys) પરદેશીઓજ બનાવતા દેશી ઉપયોગ તરીકે મોટા પાયા ઉપર બનાવનાર તેઓ પ્રથમજ છે આ યુધ્ધકાળમા મશીનો મળવા મુશ્કેલ એવે સમયે કાશી વિદ્યાપીઠમા અભ્યાસ કરતા યુવાનોને મદદમા લઇ તેમને પ્રોત્સાહન આપી આર્થિક ભોગે પણ અખતરા કરાવી, તેમના સિદ્ધાતજ્ઞાનને વ્યવહારની સરાણે ચડાવી, નવા નવા સાધનો, મશીનરી વગેરે તેમની પાસે બનાવરાવી અને ચાર વર્ષના ટુંકા ગાળામા બે કરોડ રૂપીયાના માલનું ઉત્પાદન કરાવ્યું.

જયપુર, મુંબઇ, લાહોર, અલીગઢ, સુરત, બનારસ વગેરે સ્થળે જુદા જુદા કારખાના નાંખી ટુંક સમયમા એમણે મારો ઔદ્યોગિક વિકાસ સાધ્યો છે. મદ્રાસ, કરાંચી, કલકત્તા વગેરે સ્થળે દુકાનો, ડીપો વગેરે શરૂ કરાવી અનેક યુવાનોને તેમાં યોજી ઉદ્યોગ અને વ્યાપારમાં રસ લેતા કરી

મુકયા. આ કારખાનાની આથી વધુ સફળ કૃતિ તો રેલ્વે બોયલરમાં વપરાતા આર્સેનિકલ કોપર ( સોમલ મિશ્રિત તાંબુ )ની છડ છે. જે યુવાન ભાઈએ પહેલો આ અખતરો કરવામાં સાથ આપ્યો તેને પચ્ચીસ હજારનું વિશેષ પારિતોષીક આ અખતરા માટે આપ્યુ આખા હિન્દમાં આ મિશ્રણ બનાવવામાં પ્રથમ પૂર્ણપણે વિજય મળ્યો હોય તો તેમનેજ તેની પાછળનો તેમનો ઉત્સાહ અદમ્ય હતો, અને આગ્રહ અનન્ય હતો આર્થિક ભોગ પણ ઓછો નહોતો આ આર્સેનિકલ કોપર રોડની બનાવટ થયા બાદ એ માલના હિન્દની અને સિલોનની રેલ્વેના ઓર્ડરો તો મળવા લાગ્યા. પણ યુદ્ધકાલિન આયાતની મુશ્કેલીમા ચલાવી શકાય તેવો માલ એ બનતો હતો અને વિદેશી બનાવટની તુલનામા કદાચ તે માલ ઉભો ન પણ રહે તેવી કેટલાકની માન્યતા હતી આ ઉપરથી મીટર ગેજ (વેસ્ટર્ન ઝોન) રેલ્વેઓની રેશનલાઈઝેશન કમીટી જેમા લોકો સુપ્રિન્ટેન્ડન્ટો, યન્ત્ર નિષ્ણાતો વગેરે રેલ્વેના પ્રતિનિધિઓ હોય છે તે જયપુર મેટલ ઈન્ડસ્ટ્રીઝ લિ ની ખાસ મુલાકાતે આવી હતી, જેમા ૨૧ સભ્યો આવ્યા હતા તેમજ હિન્દ સરકારના લાહોર તથા મુબઈ ખાતેના ડાયરેકટર જનરલ મ્યુનિશન્સ પ્રોડકશન પણ હાજર હતા જયપુરના કારખાનાની મુલાકાત લીધી હતી આ સમિતિના પ્રમુખ મિ ટી બી મેકીન્ટોશે ખાણાના મેળાવડામા ઉચ્ચાર્યું હતુ કે-" આર્સેનિકલ કોપરની બનાવટ સબધે પૂર્વગ્રહ ( Prejudice) બાંધીને હું આવ્યો હતો, પરતુ વિવિધ પ્રકારની શાસ્ત્રીય પરીક્ષા બાદ ધન્યવાદ આપવો પડે છે"

ડેપ્યુટિ ડાયરેકટર–સીવીલ આર્મામેન્ટસ પ્રોડકશન (નોનફેરસ)–શ્રી એ ડી. વીટકસ આઈ. ઓ. એસ, શ્રી રામજીભાઈના જયપુરના કારખાના માટે પોતાના સરકારી નિવેદનમાં લખે છે કે, "હિન્દમાં આવી જાતની અ–લોહ સંસ્થાઓમાં આ સંસ્થા બહુધા સૌથી મોટી છે." ઉપરાત ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ ડેપ્યુટિ સેક્રેટરી મિ. અખતર હુસેન પણ તેમના એક સરકારી પત્રમાં લખે છે કે, "શ્રી કમાણી ઉદ્યોગ અ લોહ ધાતુના હિન્દમાના ઉદ્યોગોમાં મોખરે છે." ડેપ્યુટિ ડાયરેકટર જનરલ ઓફ મ્યુનિશન્સ પ્રોડકશન અને નોનફેરસ મેટલ ઇન્ડસ્ટ્રીઝ પેનલના પ્રમુખ ડૉ. અનન્ત એચ. પંડયા પણ આ કારખાના બાબત જણાવે છે કે, "મારા મતથી તો સાદા અને કામચલાઉ સાધનોથી કેવી સરસ સિદ્ધિ મેળવી શકાય છે તેનું સચોટ દૃષ્ટાંત એ તમારું કારખાનું છે. તમારી સિધ્ધિ એ મુશ્કેલ લડાઈના સંજોગો વચ્ચે ખરેખર વિરલજ ગણી શકાય. સર એમ. વિશ્વેસરીયા જયપુર મેટલ ઇન્ડસ્ટ્રીઝ લિ. ની મુલાકાત પછી પોતાના અભિપ્રાયમાં જણાવે છે કે, "શ્રી રામજીભાઈ તીવ્ર બુધ્ધિ અને અગમ દૃષ્ટિને લીધે ઉદ્યોગ સારો ધપાવી શકયા છે. પોતાની સંસ્થામાં ધર્મ કે ન્યાતજાતના ભેદભાવ વગર કાર્યકરો ચુંટવાની તેમની નીતિ ખરેખર ધન્યવાદને પાત્ર છે. તેમની કામ કરવાની શકિત અગાધ છે. તેઓ ઉમરે મોટા છે પણ તેમનું મન યુવાનોને પણ શરમાવે તેવી ધગશવાળું છે અને ઉત્સાહપૂર્ણ છે. દૃઢતા, ચીવટ અને ખંત એ એતના કાર્ય પાર પાડનાર ગુણો છે. અન્યની મુશ્કેલીઓની કલ્પના તેને બહુ સચોટતાથી આવી શકે છે. પોતે

મુશ્કેલીઓનો સામનો કરી આગળ વધેલા એટલે એ મુશ્કેલી ઓનો ખ્યાલ કરી પોતાના કાર્યકરોને કામ સોંપે છે. કાર્યકરોને તેમનું પોતાનુંજ કામ છે એવો પુરો ખ્યાલ બેસી જાય તે માટે તેમને હંમેશા કાળજી રહે છે. તેમને મુશ્કેલીનો સામનો કરવા હીંમત, પ્રોત્સાહન, પ્રેરણા, સગવડો બધુંજ આપે છે.

વિદ્વાનોના તેઓ સન્માનક અને વિદ્યાર્થીઓના સહાયકજ નહિં પણ સન્મિત્ર ને માર્ગદર્શક હંમેશા બનેલા છે. તેમણે જ્ઞાન, અનુભવ અને દ્રવ્ય એમ અનેકવિધ દાન કરેલ છે. અનેક યુવાનોને તેમણે મદદ, સલાહસૂચના આપી સ્વતંત્ર અને સફળ વ્યાપારી કે ઉદ્યોગપરાયણ બનાવ્યા છે. તેમના સમાજને જાણીતા દાન ઠીક ઠીક છેજ પણ ગુપ્ત દાન એથીય વિશેષ છે. નિકટમાં નિકટ મિત્રો અને કુટુંબી જનોને પણ ખ્યાલ ન હોય તેવાં ગુપ્તદાન તેમણે કર્યાં છે.

આવી વિરલ પ્રકૃતિના ઉદ્યોગવીર શ્રી રામજીભાઇ એ ઔદ્યોગિક ગુજરાતની એક શોભારૂપ છે. તેઓ હિન્દના ઉદ્યોગનું ભાવિ ઉજ્જવળ નીરખે છે. આ દેશમાં કેટલીય વિરલ સાધનાઓ માટે તેમને તમન્ના છે. દેશનું કલ્યાણ ઉદ્યોગ પર અવલંબી રહ્યુ છે એ તેઓ સારી રીતે સમજે છે. આવતા ઔદ્યોગિક યુગના તે એક સમર્થ વિધાયક છે.

## રાજરત્ન શ્રી. શેઠ નાનજી કાળીદાસ મહેતા. એમ. બી. ઈ.



મહાન ઉદ્યોગપતિ અને દાનશૂર શ્રીમાન શેઠશ્રી નાનજી કાલીદાસ મહેતાનું ગરવું અને ઉજ્જવળ જીવન ગુજરાતના વ્યાપારિક ઇતિહાસ પર લેખાશે. વિવિધ ઉદ્યોગોની ખિલવણી અર્થે તેઓશ્રીની રોમાંચક સાહસ કહાણીઓ તેઓશ્રીની પ્રચુર કાર્યશકિતની પ્રતિતિ આપે છે.

તેઓશ્રીનો જન્મ સૌરાષ્ટ્રના બરડા પ્રદેશના ગોરાણા ગામમા એક લોહાણા કુટુંબમાં ઇ. સ. ૧૮૮૯ ના જુન માસના શુભ દીન ૧૫ મી તારીખે થયો હતો.

ગોરાણાની એ ગામડી શાળામા ચાર ધોરણનો અભ્યાસ કરી ભવિષ્યના આ મહાન ઉદ્યોગપતિએ અગીયાર વર્ષની ઉંમરે નિશાળ છોડી, પિતાને ચરણે વ્યાપારી જીવનની પ્રથમ દિક્ષા લીધી.

શ્રીમાન શેઠ નાનજીભાઇના મોટાભાઇ સ્વર્ગસ્થ શ્રી ગોરધનદાસભાઇએ પોતાના કાકાશ્રી ગોકળદાસ રાઘવજી સાથે ફ્રેન્ચ આફ્રીકાના માડાગાસ્કરમા કાપડનો વ્યાપાર જમાવ્યો હતો એ તરફ તેમનુ ધ્યાન ખેચાયું અને તે વરસની ઉમરે ભવીષ્યના આ મહાન શાહ સોદાગરે દરીયાઇ સફરે વહાણમાં ઝુકાવ્યું. એ સફરમા વહાણ તોફાને ચડયું અને દરીયામાં ચાર માસ ઉચે આભ અને નીચે પાણી એ સ્થિતિમા શ્રીમાન નાનજીભાઇ સહિત ચાર મુસાફરોએ અનેક જાતની મુશ્કેલીઓ વેઠી ફ્રેન્ચ આફ્રીકાના કીનારે ઉતર્યા

માજુંગામા પોતાના વડીલ બંધુ શ્રી ગોરધનદાસભાઇની કાપડની દુકાનમાં પરચુરણ કામકાજથી આ સાહસિક પુરૂષના વ્યાપારી જીવનની શરૂઆત થઇ બે વર્ષ પુરા થયા ન થયા તેટલામા આફ્રિકાની "બોઅર વોર" ફાટી નીકળતા ઘણા વ્યાપારીઓ ધંધાના લાભાર્થે લડાઇના પ્રદેશ તરફ ઉપડી ગયા શ્રી. ગોરધનદાસભાઇ પણ એ ધધા તરફ ખેચાતા શ્રીમાન શેઠ નાનજીભાઇએ વહાણમાં સ્વદેશ તરફ આવવા રવાના થયા.

બે વર્ષ દેશમાં રહ્યા પણ તેમના સાહસીક સ્વભાવે ફરીવાર પરદેશ જવાનો ઇરાદો કર્યો. ઈ. સ. ૧૯૦૫ માં પિતાશ્રીની રજા વિના બીજી વાર આફ્રીકા જવા રવાના થયા. ઝંગબાર પહોંચી જુજ વેતનથી નોકરીથી શરૂઆત કરી દરરોજ આગળ વધવાના વિચારો કરતા આ સાહસીક યુવાને યુગાન્ડા પ્રદેશમાં જવાના પરિયાણ કર્યા. ત્યાં જઈ કમલી નામના એક ગામડામાં વ્યાપાર કરતા બહેરામ નામના વ્હોરા વ્યાપારીને ત્યાં જુજ પગારે એક વરસ માટે નોકરી નોંધાવી. અહીં એક વર્ષ નોકરી કરી આજે મહાન શાહુ સોદાગરનું પદ પ્રાપ્ત કરનાર શ્રીમાન શેઠ નાનજીભાઈએ એજ ગામમાં કાપડની એક નાની દુકાન નાખી, પોતાનો સ્વતંત્ર વ્યાપાર શરૂ કર્યો

પુરૂષાર્થ અને પ્રારબ્ધનો સંયોગવાળા આ સાહસીક વીરને વ્યાપારની નાની શરૂઆત ટુંક વખતમાં સફળતા વરી અને એકને બદલે અઢાર દુકાનો જમાવી એક પ્રતિષ્ઠિત વ્યાપારી તરીકે નામના મેળવી. સ્વદેશનાં સગાવ્હાલાં અને સાથીઓને પોતાના ધંધામા જોડી વ્યાપારની ખિલવણી કરવા સાથે અનેકને ધંધે ચડાવવાનુ પુણ્ય આ ભાગ્યશાળી પુરૂષે પ્રાપ્ત કર્યું.

આફ્રિકામા એક દસકાની આ રીતની જમાવટ પછી તંદુરસ્તીને કારણે વ્યાપાર–વ્યવસાય ભાઈઓ અને ભાગીદારોને સોંપી ઈ. સ. ૧૯૧૫ માં પોતે સ્વદેશ આવ્યા.

સ્વદેશમાં આરામ અર્થે આવેલા છતાં આ સાહસિક પુરૂષને ૬ માસના ટુંકા સમયમાં જરૂરના પ્રસંગે આફ્રીકા જવું પડયું.

આફ્રિકાનું ઉદ્યોગક્ષેત્ર આ સાહસિક વીરની રાહ જોઈ રહ્યું હતું. મિત્રો તથા સ્વજનોના આગ્રહથી અને પ્રસંગો સાનુકુળ દેખાવાથી કમલીમાં આ શ્રીમાન શેઠે બે જીનરી શરૂ કરી અને એમની કર્તવ્યનિષ્ઠા, ખંત તથા સાહસિકતાને પરિણામે ટુંક વખતમાં બેમાંથી બાવીસ જીનરીના તેઓ માલિક બન્યા.

શ્રીમાન શેઠ નાનજીભાઈની સફળતાની એક ચાવીજોવા જેવી છે. જેમ જેમ લક્ષ્મિ એમને જીવન-આંગણે ઉભરાતી ગઈ તેમ તેમ આ પુણ્યશાળી પુરૂષે એ લક્ષ્મીના સદ્વ્યયની યોજનાઓ શરૂ કરી દીધી અને એક દાનેશ્વરી તરીકે એમનાં દાનઝરણાં સતત્ વહેતા થયાં.

ઈ. સ. ૧૯૨૦ માં યુગાન્ડા પ્રદેશમાં લુગાઝીને આંગણે શેરડીનું વાવેતર પંદર હજાર એકરમાં શરૂ કર્યું, અને એમા સફળતા પ્રાપ્ત થતાં ઈ. સ. ૧૯૨૫માં યુગાન્ડા સ્યુગર ફેકટરી અને ડીસ્ટીલરી શરૂ કરી.

હિંદમાં જેમ જમશેદપુર તાતા કુાની માલિકીનું છે તેવી રીતે "લુગાઝી" જે હાલ એક સારૂ ગામડું બની ગયું છે તે શ્રીમાન શેઠ નાનજીભાઇની માલિકીનું છે આફ્રિકામાં આ રીતે શાહ સોદાગર તરીકે શ્રીમાન શેઠ નાનજીભાઈના આ સાહસે ભારતવર્ષને ગૌરવશાળી બનાવ્યું.

આ ઉપરાંત મહાન ઉદ્યોગપતિએ જુદા જુદા ઉદ્યોગોને અંગે સંખ્યાબંધ કારખાના શરૂ કર્યા જેમાં હોઇમા કોટક કુાં. લી૦ દ્વારા ચાલતી જીનરીઓ યુગાન્ડા ઝ્રીન્ડી પોર્ટ પર દશ હજાર એકરની જમીનમાં મોટું કેતકીનું વાવેતર;

ખાંડ, કોફી અને ગોળના કારખાનાઓ, યુગાન્ડા ટીએસ્ટેટ લીમીટેડ કાગ કંપાલા છ જનાં માર્ગ પર આવેલી એક હજાર એકર જમીનમાં થતુ ચાનું વાવેતર, મર્ચીસ સ્ટોર લી૦ કેનીયા એમ જુદા જુદા ક્ષેત્રો આ શ્રીમાન શેઠે સરસ રીતે ખીલવ્યા છે

આફ્રિકામાં આ રીતે બહોળા પાયા પર વ્યાપાર-ઉદ્યોગની ખિલવણી ઉપરાંત સ્વદેશમા પોરબંદરને સાગર તટે મહારાણા મિલ્સ નામની સુતર, કાપડ, અને રેશમની મિલ પોતાની અંગત પચાસ લાખ રૂપીયાની મુડીથી સ્થાપી છે.

આ રીતે જુદા જુદા ક્ષેત્રમા આ ઉદ્યોગપતિ હજારો કુટુંબોને આજે રોજી આપી રહ્યા છે. આફ્રિકાના કારખાનાઓમા પંદર હજાર આફ્રિકનો, પાચસો હિંદીઓ અને કેટલાક યુરોપિયનો કામ કરે છે પોરબંદરની મહારાણા મીલ્સમાં લગભગ ત્રણેક હજાર જેટલા માનવો આ શાહ સોદાગરના સાહસને પરિણામે રોજી પ્રાપ્ત કરી રહ્યા છે

શ્રીમાન શેઠ નાનજીભાઇ વ્યાપાર-ઉદ્યોગના ક્ષેત્રમાં શાહ સોદાગર તરીકે પ્રસિદ્ધ થયા છે તેવીજ રીતે એમને સખાવતોના શાહ તરીકે ગુજરાત તથા આફ્રિકા એમની બાદશાહી સખાવતોને પરિણામે આજે અભિનંદન આપે છે એમની જાહેર તથા છુપી સખાવતોનો આકડો લગભગ ચોવીસ લાખ રૂપીયાનો થવા જાય છે અને હાલમા સોરઠમા દાનવીર તરીકે તેઓ એક અને અજોડ છે ભારતવર્ષના પ્રાતઃસ્મરણીય દાનવીરોમા જેમનું નામ આજે મુકી શકાય એવા એ દાનવીર શ્રીમાન શેઠ નાનજીભાઈ છે. તેમની થોડી સખાવતો નીચે મુજબ છે

## આફ્રિકા

કમ્પાલા પબ્લિક પાર્ક બનાવવા માટે પચાસ હજાર શીલીંગ
નાઈરોબી શ્રદ્ધાનંદ આશ્રમમાં પચાસ હજાર શીલીંગ
મોમ્બાસામાં બાલમંદિર બંધાવ્યું તેમાં પચીસ હજાર શીલીંગ
કમ્પાલામાં મેડીકલ વોર્ડ મેંગો હોસ્પીટલમાં બંધાવી આપ્યો છે તેમાં વીસ હજાર શીલીંગ
મોમ્બાસામાં આર્યસમાજ મંદીરમાં ત્રીસ હજાર શીલીંગ
લુગાઝીમા આર્યસમાજ મંદિર અને લાઇબ્રેરી માટે ૩૦હજાર શી.
જીંજા લાયબ્રેરીમાં ત્રીસ હજાર શિલીંગ

તે સિવાય જીંજામાં આફ્રિકાવાસીઓ વાસ્તે તેમજ હિંદીઓ વાસ્તે લાઈબ્રેરી, જીજા, સરોહી, મલોબના દવાખાનામાં વોર્ડ યુગાન્ડામાં કસલીમા નિશાળ, સારે ખર્ચે બધાવી આપેલ છે. મોમ્બાસામાં તેમના ધર્મપત્નિના નામથી બાલમંદિર, આર્ય સમાજના મકાન ફ્રી હાઉસ માટે બે એકર જમીન આપેલ છે મોમ્બાસામાં મહાજનવાડી બનાવવામાં પંદર હજાર રૂપીયાનો મોટો ફાળો આપેલ છે. નાઈરોબી, જીંજા, કમ્પાલા વીગેરે સ્થળોની મહાજનવાડીઓના ફાળામાં સારી રકમો આપેલી છે. નાઈરોબીમાં સંતોકબાઈ નાનજી કાલીદાસ મહેતા ગર્લ્સ સ્કુલ સ્થાપી છે.

## હિંદુસ્તાન

પોરબંદર કન્યા ગુરૂકુળ, પોરબંદર સ્ત્રી ઉદ્યોગ ગૃહ અને આર્યસમાજ મંદિરમાં ચાર લાખ રૂપીયા
જુનાગઢ લોહાણા બોર્ડીંગમા દશ હજાર રૂપીયા
રાણામાં કન્યાશાળા અને અંગ્રેજી નિશાળમાં રૂપીયા ચાલીસ હજાર

પોરબંદર કન્યાશાળા રૂપીયા સાઠ હજારને ખર્ચે કરી છે. વડોદરા કન્યા ગુરૂકુળમા રૂપીયા ત્રીસ હજાર તથા બીજી સંસ્થાને છુટક છુટક મળીને રૂપીયા વીસ હજાર આ પ્રમાણે આર્યકુમાર મહાસભા હસ્તક રૂપીયા પચાસ હજાર આપ્યા છે.
ભાવનગર દક્ષિણામૂર્તિભવનમાં રૂપીયા પંદર હજાર
હરદ્વાર ડીસ્પેન્સરીમાં રૂપીયા સાડાસાત હજાર
હરીજન આશ્રમ છાંયા–પોરબંદર સ્ટેટ રૂપીયા પંદર હજાર
સોનગઢ ગુરૂકુળના મકાનોમાં રૂપીયા પંદર હજાર તે સીવાય ગોરાણામાં કન્યાશાળા, અને રાણાવાવમાં મહાજનવાડી બંધાવી આપેલ છે

આ ઉપરાંત પૂજ્ય મહાત્માજીના એકવીસ દિવસના અપવાસના પારણા તથા સ્વામી દયાનંદ સરસ્વતીના જ્ઞાન દિનના સ્મરણાર્થે કાઠીયાવાડમાં કન્યા ગુરૂકુલો સ્થાપવા માટે મહાશિવરાત્રીને દીને કરેલી રૂપીયા પાંચ લાખની બાદશાહી સખાવત તથા વડોદરાના આર્ય કન્યા ગુરૂકુલને આપેલ રૂપીયા એક લાખની સખાવત આ મહાપુરૂષના ઉદાર દિલની અને દેશ પ્રેમની સાક્ષી રૂપ છે.

શ્રીમાન શેઠ નાનજીભાઈ એક બહુશ્રુત પુરૂષ છે. ગુજરાતી શાળામાં ચાર ધોરણનું શિક્ષણ લીધેલ આ મહાપુરૂષ જીવનના દરેક ક્ષેત્રનું અજબ જ્ઞાન ધરાવે છે. એમની સાથે જીવનના કોઇ પણ પ્રશ્ન પર વાત કરવી એ જીવનનો પરમ લ્હાવો છે. બુદ્ધિ, ચતુરાઇ અને સચ્ચાઈ એમના શબ્દે શબ્દે તરી આવે છે. ભલભલા વિદ્વાનો પણ એમની પાસેથી કાંઇક નવીન જાણવાનું મેળવીને જાય એવું બહુશ્રુતપણું શ્રીમાન નાનજીભાઇ શેઠમાં સહજ છે. દેશ પરદેશના અનુભવો, પ્રજા

પ્રજાની પ્રગતિના ઇતિહાસ, વ્યાપારી ક્ષેત્રોની આંટીઘુંટી એ સર્વ બાબતમાં શ્રીમાન શેઠ નાનજીભાઈ સુંદર પ્રકાશ આપી શકે તેમ છે જુદા જુદા દેશોના પ્રવાસ એમને અભ્યાસની દ્રષ્ટીએ બહુ ઉપયોગી નીવડયા છે યુરોપ, જાપાન ચીન, ઈજીપ્ત, મોરીશીયસ, સાઉથ આફ્રિકા, બર્મા વીગેરે સ્થળોના વ્યાપાર ઉદ્યોગના ક્ષેત્રો એમણે જાતે જોયા છે અને એ સર્વ પ્રદેશના લોકોની રહેણી કરણી રીતરીવાજો વીગેરે બાબતનું એમનું જ્ઞાન ઉંડુ છે.

આ મહાન હિંદીને આફ્રિકામાં બ્રીટીશ સરકારે એમ બી ઇ. નો માનવંતો ખીતાબ આપ્યો છે એ મુજબ પોરબંદરના ના. મહારાણા સાહેબ તરફથી રાજરત્નનું માન પણ શ્રીમાન શેઠ નાનજીભાઈને મળેલ છે નવાનગરના મહારાજા ના જામસાહેબ શ્રી રણજીતસિંહ તરફથી 'ઓર્ડર ઓફ મેરીટ'નો ખીતાબ મળ્યો છે રાજા-પ્રજા ઉભયમાં એક સરખું સન્માન પ્રાપ્ત કરનાર આ ભાગ્ય પુરૂષ એક મહાન ઉદ્યોગપતિ અને દાનેશ્વરી તરીકે તેમની જન્મભૂમિ તથા ભારતવર્ષને ગૌરવ અપાવી રહ્યો છે.

પરમાત્મા આવા મહાન ઉદ્યોગ પતિને દીર્ઘાયુ અર્પે એજ અભ્યર્થના

## શ્રીમાન શેઠ માણેકલાલ ચુનીલાલ શાહ જે. પી.



કેવળ ધનસંચય એ માનવજીવનની સાર્થકતા નથી અને તેવી લક્ષ્મિને લોહ ભંડારામાં જકડી રાખનારા ધનપતીઓની આ જગતમાં કોડીની કીમત નથી, તે સુત્રને પોતાના જીવનમાં ઉતારનારા લક્ષ્મિનંદનોમાં શેઠ માણેકલાલનું સ્થાન આજે મોખરે છે. વિવિધ વ્યાપારી ક્ષેત્રોમાં તેમજ અન્ય લોકોપયોગી પ્રવૃત્તિઓને વેગ મળે તેવા કાર્યોમા રસ લેતા

શેઠ માણેકલાલનુ નામ પ્રજાના હૃદય સિંહાસન પર બીરાજ માન થયેલ છે તે માટે બે મત છેજ નહી આજના ઉન્નત સ્થાને બીરાજમાન હોવા છતા તેઓ સદાય હસમુખા, આનંદી, શાન્ત, નિરાભિમાની અને સરળ સ્વભાવનાજ હોઈ તેમનુ ગૌરવ દિનપ્રતિદીન વધતુ જ રહ્યુ છે કરોડોપતિ હોવા છતા તેમનામા ધનીકતાની અહંતા નથી વ્યાપારક્ષેત્રે ચાણાક્ય અને બુદ્ધિમાન હોવા છતા તેમનામા તે પરત્વેનો ઘમંડ નથી

વ્યાપારી ધંધામા ઘણી નાની વયે પ્રવેશ કરી વિદ્યુત વેગે પોતાના નામને જનતાની જીભે રમતુ કરી રહેલ આ ભાગ્યશાળી પુરૂષનો જન્મ અમદાવાદમા સને ૧૯૦૫ ના માર્ચ માસની ૨૦મી તારીખે થયો હતો તેમના પિતાશ્રી શેઠ ચુનીલાલ નથુભાઈ સામાન્ય પાયા પર કાપડનો ધંધો ચલાવતા હતા સ્થિતિ સામાન્ય હતી શેઠ માણેકલાલે અમદાવાદમાજ પોતાનો અભ્યાસ શરૂ કર્યો, પરંતુ તે અભ્યાસ તેઓ ઘણો લાંબો વખત ચાલુ રાખે તેવી વિધિની ઇચ્છા નહોતી અંગ્રેજી અભ્યાસની શરૂઆતમાજ તેમનુ લક્ષ ધંધા રોજગાર તરફ દોરાયુ કીશોર વયમાજ તેમણે એક નાનકડી દુકાનમા ટુંકા પગારથી શરૂઆત કરી પરંતુ તે જીવન પણ અલ્પજીવી નીવડ્યુ, કારણ કે ભાવી તેમના જીવનનો ઇતિહાસ જુદીજ રીતે ઘડી રહ્યુ હતુ ગુમાસ્તાગીરીની ગુલામ ગીરી તેમને રૂચી નહી અને તેમણે સ્વતંત્ર રીતે કાપડની અને સુતરની દલાલીનુ કામકાજ શરૂ કર્યુ સાગરના સહેલાણીને સાકડા સરોવરમા આનંદ ન પડે તેમ તેમને તે ક્ષેત્ર પોતાની ભાવી ઉન્નતી માટે સુક્ષ્મ લાગ્યુ, અને શેર

બજારની એક પેઢીમાં જોડાયા અને પછી સ્વતંત્ર પેઢી ટુંક સમયમાં ખોલવા શકિતમાન થયા. આ વ્યવસાય પણ લાંબો સમય ચાલ્યો નહી કારણ કે તેમને અમદાવાદનું વ્યાપાર ક્ષેત્ર તેમની વ્યાપાર પ્રવૃત્તિઓ માટે અતી સાંકડું લાગ્યું. તેમના દીલમાં બહોળા વ્યાપાર ક્ષેત્ર માટેની તમન્ના જાગી અને તે દીશામા પ્રયત્નો પણ તેમણે ગતીમાન કર્યા. આખરે પીતાશ્રીની રજા લઈ તેઓએ અમદાવાદની ભૂમીને ધધો રોજગારાર્થે છોડી અને મુંબઇ મહાજન એસોશીયેશનમા એક પેઢીમાં ભાગીદારીમા કામકાજ શરૂ કર્યું.

આ સાહસીક પુરૂષને તેમની મુંઝવણનો કાંઈક અશે અંત આવતો દેખાયો અને ભવીષ્યની ઉન્નતિની જ્યોતની ઝાંખી થવા લાગી અમદાવાદથી મુંબઇને આંગણે આવેલ આ નાની ઉમરનો કુશળ, કાબેલ અને હીમતબાજ ખેલાડી મુબઈગરાઓના દિલમાં માન ઉત્પન્ન કરી ગયો અને દિન પ્રતિદિન સાહસ અને હિંમતભેર આગળ વધતોજ ગયો. ભાગીદારીમાથી જુદા થઇ મહાજન એસોશીયેશનમા પોતા નાજ નામથી પેઢી ખોલી કામકાજની શરૂઆત કરી. સફળ તાને વરતો આ ખેલ દીલ ખેલાડી મોટા વ્યાપારીઓની પણ જીભે રમતો થઈ રહ્યો સાથે સાથે શેર બજાર તથા સોના ચાંદીની બજારમા પણ કામકાજની શરૂઆત બહોળા પાયા પર થઇ ચુકી હતી. આસ્તે આસ્તે પ્રવૃત્તિઓનો વેગ અવિરતપણે વધતોજ રહ્યો અને શેર બજારમાં આ હીમતવાન અને બુદ્ધિમાન ખેલાડીએ મહાન નામના મેળવી અને મોટા વ્યાપારીઓની હરોળમાં ટુંક સમયમાંજ પોતાનુ સ્થાન કરી લીધુ. શેર બજારમાં ભાગ્યેજ કોઈ ધધાદારીએ

આટલી નાની ઉમરમાં કીર્તિવંત અને ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું હશે. વખતના વહેવા સાથે શેઠ માણેકલાલ જ્યાં જ્યાં તક મળી ત્યાં ત્યાં પાંખો પ્રસારતાજ રહ્યા. ઈસ્ટ ઇન્ડીયા કોટન એસોસીએશન અને બુલીયન એકસચેન્જમાં તેઓ મેમ્બર બન્યા અને ઓફીસો પણ ખોલી. સાથે સાથે લીવરપુલ અને અમેરીકન રૂ બજારમાં તેઓ મેમ્બર બન્યા અને તે બજારોમાં પણ કામકાજની જમાવટ કરી. પોતાની શકિતઓને એકજ ક્ષેત્રમા નહી રોકતા તેઓએ આ રીતે અનેક ક્ષેત્રોમા ધ્યાન પહોંચાડયું.

ધંધા રોજગારમાં જ્યા જ્યાં સિદ્ધિની શકયતા લાગી તે ધંધાઓમા તેમણે ઝંપલાવ્યુ.

દરમીયાનમાં તેઓએ બેન્કો, વીમા કુ ઓને પણ પોતાની બનતી સેવાઓનો લાભ આપવો શરૂ કર્યો અને આજે તેઓ એસોશીયેટેડ બેકીંગ કોરપેરેશન, યુનીયન લાઇફ એસ્યુરન્સ કુ. લીમીટેડ, સ્વદેશ લીમીટેડ, એલ્ફીન્સ્ટન મીલ્સ કુ. લીમીટેડ, ઈન્ડીયન સ્ટોક એકસચેન્જ વીગેરેના ડાયરેકટર, નેપચ્યુન એસ્યુરન્સ કુ. લીમીટેડના વાઈસ ચેર મેન અને બોમ્બે ટોકીઝ લીમીટેડના ચેરમેન છે.

ફીલ્મ ઉદ્યોગ કે જે હજી બાલ્યાવસ્થામાજ છે તે પરત્વે તેમનુ ધ્યાન દોરાયુ અને તે ધધાને વીકસાવવા તેઓએ ધી સ્વસ્તિક ઈન્ડીયા લીમીટેડ, માણેકલાલ ચુનીલાલ સન્સ લીમીટેડ (ફીલ્મ ડીવીઝન) સંસ્થાઓની સ્થાપના કરી અને ધંધાને વીકસાવવા મોટી રકમની રોકાણો કરી મુંબઈમાં જ નહી પરંતુ કોલાપુર અને બેંગલોરમાં પણ પ્રવૃત્તિઓ શરૂ કરી.

આ રીતે ફીલ્મ ઉદ્યોગમાં ઝંપલાવી તેમણે પોતાના ધનથી અનેક ફીલ્મ સંસ્થાઓને જીવન આપ્યું છે, અને ત્રણ ચાર વરસના ટુંકા ગાળામાં ફીલ્મ ઉદ્યોગમાં તેમની સંસ્થાઓ આજે મોખરાનું સ્થાન ધરાવે છે.

આમ વ્યાપારી મટી શેઠ માણેકલાલ સાચા શાહ સોદાગર બન્યા છે. ઉગતા યૌવનથી વ્યાપારમાં ઝુકાવી કરોડોની દોલતના સ્વામી બનવામા આ નશીબવાન પુરૂષે પોતાના જીવનની સાર્થકતા માની નથી પરંતુ દાનની સરીતાને અખંડ અને અવિરતપણે વહેતી રાખીને પોતાના જીવનને ઉજ્વળ બનાવ્યું છે. તેઓશ્રીની ઉદારતાની ભાવના એવી છે કે આજના જમાનામા જોટો મળવો મુશ્કેલ છે.

અનેક સસ્થાઓ જેવી કે ધર્મશાળાઓ, જૈન દેરાસરો, વિદ્યાલયો, અનાથાલયો, અન્નક્ષેત્રો, ગુરુકુળ, પૌસધશાળાઓ, પાજરાપોળો, સેનીટેરીયમો વીગેરે બંધાવી આપવામા તેઓનો ફાળો કાંઈ નાનોસુનો નથી

અનેક ગુપ્તદાનો પણ કરવામાં પોતાના જીવનને ધન્ય સમજનાર આ શેઠ શ્રી. માણેકલાલની દાનની રકમોનો આકડો મળી શકવો મુશ્કેલ છે.

આવું જાજવલ્યવત જીવન ધરાવતા શેઠશ્રીને ના સરકારે જે. પી. નો ઈલ્કાબ અર્પણ કર્યો છે તે ઉપરાત તેમને મળેલી "દયાવારિધી"ની પુણ્ય પદવીને પણ તેઓશ્રીએ શોભાવી છે. દયાવારિધીનુ બિરૂદ તેમણે ઉજાળ્યું છે

આટલી નાની ઉમરે કરોડો પ્રાપ્ત કરી પરમાર્થે વાપરી જાણનાર તેમના જેવી અદભૂત વ્યકિતઓ ઓછીજ હશે.

પરમાત્મા આવા અનેક કામો કરવા તેમને દીર્ઘાયુ અર્પે

## દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી



દીવાન બહાદુર કૃષ્ણલાલભાઇનો જન્મ સવંત ૧૯૨૪મા ભરૂચ મુકામે મોઢ વણીક જ્ઞાતીમા થયો હતો

તેમની કેળવણી અને યુવાવસ્થા અને શરૂઆતના વર્ષો ભાવનગરમા પુરા થયેલા, તેમણે એમ એ અને એલ એલ બી. નો અભ્યાસ તો મુબઇમાજ કરેલો.

કેળવણીના ક્ષેત્રમાં તો એમને એમના કુટુંબનો વારસો મળ્યો છે. એમના દાદા ગુજરાતમાં પ્રાથમીક કેળવણીના આદ્યસ્થાપકોમાંના એક હતા. એમના પિતા વર્ષો સુધી ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હતા.

કોલેજ અને યુનીવર્સીટીની ઉજ્જવલ કારકીર્દી પછી તેમણે મુંબઇમાંજ હાઇકોર્ટમાં વકીલાતની શરૂઆત કરેલી. વકીલાતના ધંધામાં પણ તેમને સર ચીમનલાલ સેતલવડ અને સદ્‌ગત શ્રીયુત ગોવર્ધનરામ ત્રિપાઠીના સહકારનો લાભ મળેલો.

ગુજરાતી સાહીત્ય તરફનો તેમનો પ્રેમ ગોવર્ધનરામ ભાઇના સહયોગને લીધે થયો હોય એમ કહી શકાય.

બાવીસ વર્ષની ઉમરે એમણે એમ. એ. ની પરીક્ષા પાસ કરીને એલ્ફીન્સ્ટન કોલેજમાં ફારસીના અધ્યાપક તરીકે કામ કરેલું. તેમના ફારસી ભાષાના જ્ઞાનનો લાભ તેમણે ફારસી પુસ્તકોનો અંગ્રેજી તરજુમો કરીને સમાજને આપેલો. "સાદી અને હાફીઝ" અને મોહસીની વિષે અંગ્રેજી પુસ્તિકાઓ ૧૮૯૦ થી ૧૮૯૨માં તેમણે લખી હતી.

ત્યાર પછીના સમયમા "હૈદરઅલી" અને "ટીપુ સુલતાન," "દયારામ ને હાફીઝ," "ઔરંગઝેબ ને રજપૂતો" ગુજરાતીમાં પ્રસિદ્ધ કર્યા. ત્યાર પછી તેમનો બંગાળી ભાષા સાથેનો પરિચય વધ્યો અને બંકીમચંદ્રના "કૃષ્ણ ચરિત્ર"નો અનુવાદ તેમણે ગુજરાતીમાં કર્યો. તેમણે અંગ્રેજીમાં "માઇલ સ્ટોન્સ ઇન ગુજરાતી લીટરેચર" એ નામથી બે પુસ્તકો સને ૧૯૧૪ અને ૧૯૨૪માં પ્રસિધ્ધ કર્યાં.

તેમના વકીલાતના ધંધામાં અથવા તો સ્મોલકોઝ કોર્ટના ન્યાયાધીશ અને મુખ્ય ન્યાયાધીશ તરીકે અથવા તો મુંબઈની હાઇકોર્ટના ન્યાયમૂર્તિ તરીકેના કામમાંથી મળતા અવકાશનો ઉપયોગ તેમણે સાહિત્ય સેવા કે યુનિવર્સિટીની સેવા અથવા સમાજ સેવામાં ગાળ્યો છે.

તેમની સાહિત્ય સેવા સાહિત્યના સર્જક તરીકે નહિ પણ વિવેચક અને ઉત્તેજક તરીકેની છે એમ કહી શકાય.

મુંબઇ યુનિવર્સિટીની સેવા તેમણે કેટલાંયે વર્ષોથી કરી છે. મુંબઈ યુનિવર્સિટીની સીંડીકેટમાં, ઈન્સ્પેકશન કમિટીમાં, લાઈબ્રેરી કમિટિમાં તેમજ બીજી અનેક નાની મોટી કમિટિમાં શ્રી. કૃષ્ણલાલભાઇ કેટલાંએક વર્ષોથી જે સંગીન કામ કરી રહ્યા છે તેને માટે બધા વાઈસ ચાન્સેલરોએ એમની મુકત કંઠે પ્રશંસા કરી છે

શ્રી. કૃષ્ણલાલભાઈની તીવ્ર બુદ્ધિ અને સ્વતંત્ર વિચાર શકિત એમણે સંશોધનના કાર્યમાં ઘણા સમયથીજ દોરેલી છે. તેમનો સંશોધનનો પ્રેમ શ્રી. ફાર્બસ ગુજરાતી સભાના કારભારમાં તેમણે વ્યકત કર્યો છે. ગુજરાતના ઇતિહાસમા સંશોધનકારોને ઉપયોગી થઈ પડે તેવા શીલા લેખો અને તામ્રપત્રો ગુજરાતી ભાષામાં તરજુમા સાથે તેમણે લગભગ દશ હજાર જેટલી રકમના ખર્ચે પ્રસિધ્ધ કરાવ્યા છે. જે સમયમાં સાહિત્ય પરિષદના સંચાલકો ગુજરાતને વિજ્ઞાન વિષયક સાહિત્યની જરૂરીયાત સમજી શકતા નથી તેવા સમયે તેમણે ફાર્બસ સભા પાસે વિજ્ઞાનના લોકોપયોગી પુસ્તકો તૈયાર કરાવી તેમની દીર્ઘદૃષ્ટિનો અનુભવ આપ્યો

છે. આ પુસ્તકોમાંથી કેટલાંએકની તો બે આવૃત્તિ પણ થઇ ગઇ છે એ તેમની લોકપ્રિયતાની નિશાની છે.

ફાર્બસ સભાના પ્રમુખ થયા પછી તેમણે સભાના હિતને ખાતર ઘણી જહેમત ઉઠાવી છે. સભાના ભંડોળમાંથી ગીરગામમાં એક મકાન લેવા અને તે મકાન તોડીને તેના ઉપર હાલનું ભવ્ય સભા મંદિર બાંધવાનું કામ અને યોજના એ શ્રી. કૃષ્ણલાલભાઈની જહેમત અને દીર્ઘદૃષ્ટિનું પરિણામ છે. નવું મકાન બંધાયા પછી જુની અને ભૂલી જવાયલી બુધ્ધિવર્ધક સભામાં પુસ્તકાલયની વ્યવસ્થા તેમણે ફાર્બસ સભામાં ગોઠવી.

શ્રી કૃષ્ણલાલભાઈની સમાજ સેવા આટલેથી પુરી થતી નથી. લગભગ વીસથી પચીસ જાહેર અને ખાનગી ટ્રસ્ટો અને સંસ્થાઓના તેઓ પ્રમુખ છે. તે સર્વ ઠેકાણે તેમની દીર્ઘદૃષ્ટિ અને કાર્યદક્ષતા તેમજ સૌજન્યથી તેઓ લોકપ્રીય થઇ પડયા છે તે તેમની પોણી શતાબ્દિના પ્રસંગે થયેલા સમારંભોની સંખ્યાથી જણાઇ આવે છે. તેમને આ દિશામાં મળેલી સફળતાનું મુખ્ય કારણ કેવળ તેમની ઓજસ્વી બુદ્ધિજ નહી, કેવળ કાર્યદક્ષતા નહિ પણ તે ઉપરાંત તેમનું અસલ સૌજન્ય છે. લાઠી સાહિત્ય પરિષદના તેમના પ્રમુખ તરીકેના છાપેલા ભાષણના અમુક વાકયો સામે વિરોધ થયેલો જણાતાં તે પ્રસંગને તેમણે પોતાની સૌજન્યતાથી ખરાબ સ્વરૂપ પકડે તે પહેલાં કાબુમાં લઇ લીધો હતો. શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી એક વ્યાખ્યાનકારને બહારગામથી બોલાવેલા. આ વ્યકિતને રેલવે સ્ટેશન પર મુંબઇ પહોંચતાં

સ્વાગત ન થયું તેથી એટલો તો રોષનો આડંબર ઉભો કરવામાં આવ્યો કે જેથી આ વ્યાખ્યાન વખતે બંધ રાખવું પડત. પરંતુ જે સૌજન્યથી શ્રી કૃષ્ણલાલભાઇએ આ પ્રશ્નનો ઉકેલ આણ્યો એ એમની હંમેશની કામ કરવાની પદ્ધતિના નમૂનારૂપ છે.

તેઓ ના. બ્રીટીશ સરકારના પેન્શનર છે. તેમને સરકાર તરફથી દીવાનબહાદુરનો ખિતાબ આપવામાં આવ્યો છે. જે સરકાર તેમજ પ્રજામાં તેમની લોકપ્રિયતા બતાવી આપે છે.

દીવાન બહાદુર કૃષ્ણલાલભાઇ વિષે વધારે લખવું એ મોરનાં ઈંડા ચીતરવા જેવું છે. આપણા દેશમાં સરેરાશ આયુષ્ય સત્તાવીશ વર્ષનું ગણાય છે તેવા સમયે શ્રી. કૃષ્ણલાલભાઇ જેવા સમર્થ અને સમૃધ્ધ, બુધ્ધિમાન તેમજ વિવેકવાન, નિસ્પૃહી તેમજ સૌજન્યશાળી વ્યકિત પંચોતેર વર્ષ પૂરાં કરે તે આનંદ અને અભિનંદનનો વિષય કેમ ન ગણાય. આ વયોવૃધ્ધ અને જ્ઞાનવૃદ્ધ વિદ્વાને ગયે વર્ષે ભયંકર માંદગી ભોગવ્યા છતા પણ તેમનું શરીર સશકત છે બુદ્ધિ તીવ્ર અને સતેજ છે અને આંખના નુર એટલા જબ્બર છે કે તેમને ચશ્માની પણ જરૂર નથી પડતી. હજુ બીજાં ઓછામાં ઓછાં પચીસ વર્ષ સમાજ સેવા અને સાહિત્ય સેવાના કામમાં નિરોગી અને સશકત અવસ્થામાં કાઢે એવી પ્રાર્થના કરૂ છું.

તેઓ યુનીવર્સલ ફાયર એન્ડ જનરલ ઇન્સ્યુરન્સ કુા. લીમીટેડના ચેરમેન છે.

શ્રીમાન શેઠ દ્વારકાદાસ હરીદાસ વખારીયા જે. પી,



શેઠશ્રી દ્વારકાદાસભાઈનો જન્મ સને ૧૮૯૫ મા કાઠીયાવાડમાં આવેલા પોરબંદર (સુદામાપુરી)માં શ્રી. દશા સોરઠીયા વણિક જ્ઞાતિમાં થયો હતો.

પુત્રના પગ પારણામાંથી ઓળખાય એ કહેવત મુજબ બાલ્યાવસ્થામાંજ તેઓનું ભવીષ્ય ઉજ્જવળ દેખાતું હતું.

પ્રાથમિક કેળવણી થોડી ઘણી પોરબંદરમાં લઈ અગીયાર વર્ષની કિશોર વયે મુંબઈને આંગણે શ્રી. દ્વારકાદાસભાઈનું આગમન થયું હતું કિશોરવય છતાં વ્યાપારી જીવનમાં ઉચ્ચ કક્ષાએ પહોંચવાની શક્તિઓનો પરિચય થયાજ કરતો હતો

સને ૧૯૧૨ માં શેઠ પોપટલાલ ઘેલાભાઈની હોઝીયરીની દુકાનમાં જોડાઈ વ્યવસાયના પ્રથમ પગરણ માંડયા રોજ રોજ આ જીવન-પ્રીકસવા માંડયું અને પોતાની કાર્યશક્તિની પ્રતિભાથી શેઠ પોપટલાલ ઘેલાભાઈની પ્રિતી સારી સંપાદન કરી અને પરિણામે તે કુંમાં તેઓ ભાગીદાર થયા. દીવસે દીવસે વ્યવસાય વધતો ગયો. સને ૧૯૧૮ થી સર્વ વ્યવસાય શેઠ દ્વારકાદાસના સાહસીક સ્વભાવને અંગે તેમની કાર્ય શક્તિ મુજબ ચાલવા માંડયો અને તે પેઢી અગ્રગણ્ય પેઢીઓની હરોળમા આવી ચુકી, હોઝીયરી બજારમાંજ પોતાની પ્રવૃત્તિ રોકી નહિ રાખતા અન્ય બજારો તરફ પણ શ્રી દ્વારકાદાસભાઈએ પ્રવૃતિઓ શરૂ કરી

રંગ, સુતર તથા રેશમ બજારમાં પેઢીઓ સ્થાપીને તેમને સફળ બનાવવા અનેક પ્રયત્નો કર્યા

હોઝીયરીનો અભ્યાસ કરવા બબે વખત જાપાનનો પ્રવાસ કર્યો અને એ હુન્નર હિંદમાં ખીલવવાની આશે ત્યાં ડી. એમ. વખારીયાની કુંા નામની પેઢીની સ્થાપના કરી. ત્યાંની ઉદ્યોગ પ્રવૃત્તિની તેમના ઉપર એટલી બધી અસર થઈ કે કરોડો રૂપીયા વિદેશી હોઝીયરી પાછળ હિંદમાંથી ઘસડાતા જોઈ સ્વદેશમા તે ઉદ્યોગ સ્થાપવા તિવ્ર તમન્ના થઈ. શેઠશ્રીએ પુનામાં નાના પાયા ઉપર ચાલતી ધી સર્ધન નીટીંગ વર્કસને પોતાનો સાથ આપ્યો. જાપાનથી મોટે ખર્ચે મશીનરી લાવી તેને ઘણી ઉચ્ચ કક્ષાએ મેલી. હિંદમાં આ ઉદ્યોગ વીકસા-

વવાનું માન શેઠ દ્વારકાદાસભાઇને ફાળે જાય છે. તેઓશ્રી ગધન નીટીંગ વર્કસ લીમીટેડના ચેરમેન છે તેઓ ઇન્ડો ટેક્સટાઈલ એજન્સીના ભાગીદાર છે, તે ઉપરાંત ધી રમણ હોઝીયરી વર્કસ અમદાવાદ અને નરેન્દ્ર સીલ્ક મીલ્સ તથા વખારીયા ડાઇઝ એન્ડ પ્રીન્ટીંગ વર્કસની માલિકીઓ ધરાવે છે.

જ્યાં જ્યાં ઉદ્યોગ ખિલવણીની યોજના થાય છે ત્યાં ત્યાં તે પોતાનો સહકાર અર્પણ કરે છે.

બીજી બીજી લાઇનો વિકસાવવામાં પણ તેમનો સુંદર ફાળો છે. તેઓ ધી આલ્ફા કેમીકલ્સ લીમીટેડ પુના તથા ધી ન્યુ મીટ્રો ઈન્સ્યુરન્સ કા. લીમીટેડ ઓમ્બોના ચેરમેન છે તથા નીચેની કાં. ઓના ડાઇરેક્ટર છે.

ધી નેશનલ સેવીંગ્સ બેન્ક લીમીટેડ, મુંબઈ
ધી લક્ષ્મિ બેન્ક લીમીટેડ. આકોલા
ધી સૌરાષ્ટ્ર બેન્ક લીમીટેડ રાજકોટ
એસ. વી. સુપ્નેકર કુલકર્ણિ એન્ડ સન્સ લીમીટેડ, પુના
ધી લોકમાન્ય મિલ્સ લીમીટેડ, બારસી
ધી નારાયણ સ્યુગર વર્કસ લીમીટેડ, કુરૂણદ્વાર સ્ટેટ
ધી જામવાયર પ્રોડક્ટસ લીમીટેડ, જામનગર
ધી મહારાષ્ટ્ર ઈન્ડસ્ટ્રીયલ ડેવેલપમેન્ટ લીમીટેડ, પુના

આ તેમની ઉદ્યોગ પ્રીયતાને પ્રતિતિ આપે છે

તેઓએ વ્યવસાય ક્ષેત્રને વીકસાવવાજ ફકત પ્રયાસ કર્યો એમ નથી પણ તેમનામા રહેલી સેવાભાવનાઓએ જુદીજ લાઇન લીધી છે એ સેવાભાવનાથી તેમને જ્ઞાતિના અગ્રગણ્ય નેતા અને ઘાટકોપરના ગરવા નાગરીકનું પદ મળ્યું છે. તેઓશ્રીએ ઘાટકોપર હિંદુ સંસ્થાના પ્રમુખ અને ટ્રસ્ટી

તરીકે, ઘાટકોપર જીવદયા મંડળીના ઉપ-પ્રમુખ તરીકે ગુરૂકુળ સંસ્થાઓના ઉપ-પ્રમુખ તરીકે અને ધનજી દેવસી રાષ્ટ્રીય શાળા, રામજી આસર હાઈસ્કુલ આર્ય વિદ્યા સભા, વીગેરે સંસ્થાઓની સમીતીઓના માનવંતા સભ્ય તરીકે ઝળકતી સેવાઓ અર્પિ છે. એ સિવાય હરજીવન વસનજી મણિયાર ટ્રસ્ટ અને રાજકોટની અમરચંદ માધવજી દશા સોરઠીયા વણિક વિદ્યાલયના ટ્રસ્ટી, તેમજ જુનાગઢની જ્ઞાતિ બોર્ડીંગના સ્થાપક અને પ્રાણસમા મેનેજીંગ ટ્રસ્ટી છે અને મુંબઇની દશા સોરઠીયા વણિક જ્ઞાતિના માનદ વ્યવસ્થાપકનું ગૌરવભર્યું સ્થાન દિપાવી રહ્યા છે.

જુનાગઢની શેઠ પોપટલાલ ઘેલાભાઇ દશા સોરઠીયા વણિક વિદ્યાર્થીભુવન તેમની સેવા ભાવનાની યાદ હમેશાં બતાવી રહી છે, એ સંસ્થાની પાછળ શેઠે તન, મન અને ધનનો ભોગ આપ્યો છે. શેઠ પોપટલાલ ઘેલાભાઇના સ્મરણાર્થે રૂપીયા પચીસ હજાર તેમની પ્રેરણાથી અર્પણ થયા છે. અને તેનું ભવ્ય મકાન હજારોના ખર્ચે તેઓશ્રીએ બધાવી આપવા ઉપરાંત દર વર્ષે અર્ધાથી પણ વિશેષ ખર્ચ તેમના તરફથી અપાય છે.

આ ઉપરાંત પુનાના કોંગ્રેસ હાઉસને, મુંબઈની હરકી સનદાસ હોસ્પીટલને, ધનજી દેવસી રાષ્ટ્રીય શાળાને, ઘાટકોપર હિંદુ સભાને, ઘાટકોપર જીવદયા મંડળીને, રામજી આસર હાઇસ્કુલ, આર્યવિદ્યા સભાને અને બીજી સંખ્યાબંધ સસ્થાઓને તેમની કીમતી સહાય મળી છે.

પિતાના સ્મરણાર્થે હરિદાસ ગિરધરદાસ રોટેરીંગ લોન સ્કોલરશિપ ફંડ દ્વારા કિંમતી સહાય આપી રહ્યા છે.

આવી રીતે તેમની સુવાસ ચારે તરફ ફેલાતા અને ૧૯૪૦માં શ્રીમાન શેઠ દ્વારકાદાસભાઈને જે. પી. નો માનવંતા ઇલ્કાબ મળ્યો છે. એમની એ કદર વેળાએ મુંબઈની સંખ્યાબંધ સંસ્થાઓએ અભિનંદનના મેળાવડા ગોઠવી અંતઃકરણનો સાચો પ્રેમ વ્યકત કર્યો હતો. તેમને મળેલા સંખ્યાબંધ માનપત્રો તેમની લોકપ્રિયતાના પ્રતિતિરૂપ હતા.

ઘાટકોપરની સ્પોર્ટસ કલબો સ્થાપવામાં તેઓનો ઘણો મોટો ફાળો છે અને તેવી સંસ્થાઓના ઉદ્‌ઘાટનની ક્રીયાઓમાં તેઓ અધ્યક્ષપદ સ્વીકારી તેમને પ્રોત્સાહન આપતા રહે છે.

ઘાટકોપર મધ્યે સ્થાપાવાની પબ્લીક હોસ્પીટલ ફંડમાં રૂપીયા એકાવન હજારની ઉદાર સખાવત જાહેર કરી છે.

માતુશ્રી રૂકમણીબાઇ ચંદ્રપ્રકાશ ઇંગ્લીશ સ્કુલ અને બાલ મંદીર જે મુંબઇમાં ખત્રાળી લેઇનમા ચાલે છે અને મજકુર સંસ્થા એક બ્રાહ્મણ વિધ્વા બાઈ ૩૦ વરસ થયાં ચલાવી રહ્યા હતા તને આર્થિક ખોટ આવી પડવાથી તેની સહાયાર્થે દોડી ગયા હતા ને તેના લાભાર્થે એક નાટક ભાંગવાડી થીયેટરમાં લઈને તેને રૂપીયા ચૌદ હજાર જેટલી આર્થિક સહાય મેળવી આપી હતી જેમાં તેમનો તથા તેમની બધી શાખાઓનો મળી રૂપીયા પાંચ હજારનો હીસ્સો હતો.

સોલાપુરની ડી. એ. વી. કોલેજના મકાનના બાંધકામમાં પોતાના નામથી એક બ્લોક રૂપીયા પાચ હજાર આપીને બનાવી આપેલ છે.

તેમનો સખાવતનો ઝરો હમેશા વહાજ કરે છે. તેનું માપ કરવું ઘણું મુશ્કેલ છે. આ ઝરો અખંડીત વહેવડાવવા પરમાત્મા તેમને દીર્ઘાયુ અર્પે એજ અભ્યર્થના.

## શ્રીમાન શેઠ દુલેરાય આણંદરાય પંડ્યા



વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતીમા અમદાવાદ મુકામે સવંત ૧૯૫૨ ના માહ વદ ૫ ને સોમવારના શુભ દીનને શ્રી દુલેરાયભાઈનો જન્મ થયો હતો

પ્રાથમિક કેળવણી અમદાવાદમા લઈ પુનાની ફર્ગ્યુસન કોલેજમા ઉંચી કેળવણી લેવા જોડાયા અભ્યાસની સાથે

દેશાભિમાનની લાગણી તેમની રગે રગમાં પ્રસરી જેણે વિદેશી વસ્ત્રોને તિલાંજલી આપી સ્વદેશી વસ્ત્રો અપનાવ્યા.

કોલેજના અભ્યાસ દરમીયાન રાષ્ટ્ર સેવા અને દેશી હુન્નર ઉદ્યોગને દેશમાં ગાજતા કરવાનાંજ સ્વપ્નો આવતા હતા ને તે સત્ય બનાવવા સને ૧૯૧૮ માં શેઠ દોલતરામ કાશીરામની પેઢીમાં જોડાયા. તેમને કાર્યશક્તિથી માલિકની પ્રીતિ ઘણી મેળવી પણ તેજ કામમાં પડી રહેવાનું અનુકુળ પડ્યુ નહી.

આ સમયે અમદાવાદમાં શેર બઝારની શરૂઆત થઇ હતી તેમના મામાના સહકારથી શેર બઝારમાં ઝપલાવ્યું અને થોડાજ સમયમાં ત્યાનું ક્ષેત્ર બહોળું નહી' લાગવાથી અમદાવાદ છોડી મુબઈની શેર બઝારમા ઝુકાવ્યું.

ટુકાજ સમયમાં લાખોની ઉથલ પાથલ કરી ઘણી લીલી સુકી જોઇ. આત્મ પુરૂષાર્થથી આખરે લક્ષ્મિ દેવીની કૃપા થઇ યશ, કિર્તિ અને લક્ષ્મિ મેળવવા શકિતશાળી થયા

સટાના ક્ષેત્રમા જીંદગીને ગાળવી તેના કરતા બીજા અન્ય ક્ષેત્રમાં ઝંપલાવવા ઇચ્છા થતા સાક્ષરવર્ય સ્વ. ઉત્તમ લાલ કેશવલાલ ત્રિવેદીનો સહકાર સાધી ગોવામા આવેલી શ્રી. ત્રિવેદીની મેગેનીઝની ખાણુના નવા ક્ષેત્રમા ઝુકાવ્યુ. ખુબ પરિશ્રમ કરી શ્રી ત્રિવેદીને થયેલી ખોટ અને તેમના કુળનાં નાણા વસુલ કરી પોતાની સ્વતંત્ર માલિકીની મેંગેનીઝની ખાણો ખરીદ કરી

હરહમેશ સ્વદેશી હુન્નરોને આગળ લાવવા તથા તેમને ઘરગથુ બનાવવાની તેમની ઇચ્છાથી પોતાના સ્નેહી શેઠ ત્રીકમદાસ મહાસુખરામ સાથે મીઠાના વ્યાપારમાં જોડાયા.

તેમના સહકારથી સ્વદેશી મેગનેસીયમ ક્લોરાઇડ બનાવવાના હુન્નરની સ્થાપના કરવા નીરધાર્યું. હિંદની કાપડની મીલોમાં વિદેશી મેગેનસીયમક લોરાઈડ મોટા પ્રમાણમાં વપરાતું હોવાથી અને જેને લીધે હિંદનું ધન પરદેશ જાય છે તે અટકાવવા આ ઉદ્યોગને વિકસાવવા પ્રયાસ શરૂ કર્યો.

પોતાના મીઠાના કન્ટ્રાકટનો સમય પુરો થતાંજ ધ્રાગધ્રા રાજ્યના મીઠાના અગરોનો કન્ટ્રાકટ મેળવી ત્યાંજ સ્વદેશી મેગ્નેસીયાના ઉદ્યોગની શરૂઆત કરી. એક સામાન્ય નજીવી ગણાતી વસ્તુ મીઠાનું કચરાવાળું પાણી જે કાઢી નાખવામાં આવતું હતું તેને પણ કીમતી દ્રવ્ય ગણીને કચરાવાળા મીઠાના પાણીમાંથી મેગ્નેસીયમ ક્લોરાઇડ બનાવવાનો હુન્નર શરૂ કર્યો અને આ ઉદ્યોગ પોતાની કાર્યશકિતથી અમદાવાદની મીલો દ્વારા પગભર બનાવી દીધો. સ્વદેશી મેગ્નેસીયમ કલોરાઇડ બનાવવાના કારખાનાનું નામ શ્રી. મયુરધ્વજ મેગ્નેગીયા વર્કસ રાખવામાં આવ્યું.

આ કાર્ય ક્ષેત્રમાં પોતાની પુરી શકિત ખર્ચવાની જરૂર નહી લાગતા હિંદમાંથી દર વર્ષે અઢળક નાણું ગ્રામાફોન રેકર્ડો પાછળ પરદેશ જતું જોઈ તેમનામાં આ ઉદ્યોગ હિંદમાં ખીલવવાનો વીચાર સ્ફુર્યો. એ સંબંધમાં પુરી માહેતી મેળવવા સને ૧૯૩૪ ના જુલાઇમાં શ્રી. પંડયાએ જાપાનનો પ્રવાસ ખેડ્યો. જાપાનથી હિંદ આવી તુરતજ ગ્રામોફોન રેકર્ડો તૈયાર કરવા માટે "નેશનલ ગ્રામોફોન રેકર્ડ મેન્યુફેકચરીંગ કું. લીમીટેડ નામની ત્રણ લાખની મુડીવાળી સંસ્થાની સ્થાપના કરી. જાપાનથી લાવવામાં આવેલા એક નિષ્ણાત મારફતે સ્વદેશી રેકર્ડો બનાવવાના અખતરા શરૂ કરી દીધા અને તેમાં સંપુર્ણ સંતોષ પ્રાપ્ત થતાંજ

સને ૧૯૩૬ ના ઓગસ્ટ માસમા તે વખતના મહાસભાના પ્રમુખ પંડીત જવાહીરલાલ નહેરૂના શુભ હસ્તે સ્વદેશી ગ્રામોફોન રેકર્ડો બનાવવાના કારખાનાની ઉદ્ઘાટન ક્રીયા કરી એક નવાજ ઉદ્યોગની શરૂઆત કરી.

સ્વદેશી ગ્રામોફોન રેકર્ડો બનાવવાના ઉદ્યોગને શરૂ કયા છ સાત વર્ષ થયા છે તેટલા સમયમાં આ સ્વદેશી ઉદ્યોગે જે પ્રગતિ કરી છે તેનો બધો યશ આ કું ના મેનેજીંગ ડાઈરેકટર શ્રી પંડયાનેજ ફાળે જાય છે

આ લાઈનમાં બેજ કું. ઓ કામ કરે છે. એક વિદેશી કમ્પની છે અને તેની સામે આ એકજ સ્વદેશી કમ્પની ઉભી છે આવા લડાઈના સંજોગોમા આ કમ્પનીને કામ કરતી રાખવી તે ઘણી મુશ્કેલીની વાત છે છતા આ સ્વદેશી કમ્પની હીમતથી એ વિદેશી મહાન કમ્પની સામે ટકકર ઝીલી રહી છે જે ધન્યવાદને પાત્ર છે.

જુના સાહીત્યને જીવતું ગણવા તથા રાષ્ટ્રભાવનામય રેકર્ડો કાઢવા શ્રી પંડયા પુરતી ખંત લીયે છે. તેઓએ આખા હિંદુસ્તાનમા મુસાફરી કરી હજારો વ્યાપારીઓનો ગ્રાહ મેળવ્યો છે. તેઓ એક સારાં વકતા હોવાથી ઘણી જગ્યાએ વ્યાપારીઓએ તેમના જાહેર વ્યાખ્યાનની ગોઠવણ કરી તેમને માનપત્રો અર્પણ કર્યા છે

આજે લગભગ હજાર ઉપરાત સ્થળોએ યંગ ઇન્ડીયા રેકર્ડો વેચાય છે તે શ્રી પંડયાની રગેરગમા વ્યાપેલી રાષ્ટ્ર ભાવનાને આભારી છે તેઓ એક નામનુંજ ભથ્થુ લઈ કામ કરે છે આથી શ્રી. પંડયા કમ્પનીને ઉંચી કક્ષાએ મેલવા પ્રયાસ કરવાની સાથે રાષ્ટ્ર સેવા પણ કરે છે.

નેશનલ ડીલર્સ તરફથી શ્રીમાન શેઠ દુલેરાયભાઈના વન પ્રવેશ વખતે જે મેળાવડો થવાનો છે તેમાં રૂા એકાવન હજારની થેલી અર્પણ કરવાનું કહેવામાં આવ્યું જે તેમણે સ્વીકારી નહી અને જે તેટલી કીમતના નેશનલ ગ્રામોફોન રેકર્ડસનો ઓર્ડર આપશે તેને લેવા તૈયાર છે. આ તેઓ કું. તરફથી કેટલી ચાહના ધરાવે છે, તેની પ્રતિતિનો નમુનો છે આઇ એન. એ. સંગીતના રેકર્ડ ઉતાર્યા છે તેના નફાના રૂપીયા બે હજારનો પેલો હફતો તે સંસ્થાને મોકલાઇ ગયો છે.

રાજકોટના સત્યાગ્રહ વખતે શ્રી. વલ્લભભાઈ પટેલ સાથે તેઓ રાજકોટ એરોપ્લેનમાં ગયા હતા. તેમાં પણ તેમણે નોંધ કરવા જેવો ફાળો આપ્યો હતો.

જેમ જેમ લક્ષ્મિદેવી પ્રસંદ થતા ગયા તેમ તેમ તેઓ વિદ્યાર્થીઓને પુસ્તકો અને સ્કોલરશીપો આપતા ગયા હતા. વિદ્યા તરફ તેમની ઉચ્ચ ભાવનાને અંગે ઘણા વિદ્યાર્થીઓને અનેક રીતે મદદ કરી છે.

તેમનામાં દાનવૃતિ એવી ગુપ્ત છે કે કોઇ જાણી શકે નહીં છતા અમો જાણી શકયા છાએ તે મુજબ તેનો ઘણો મોટો પ્રવાહ છે અને તેઓ તે ચાલુ રાખે એવું ઇચ્છીયે છાએ.

તેઓ એક બાહોશ લેખક તથા કવી છે. છેલ્લા છેલ્લા તેમણે યંગ ઇન્ડીયા રેકર્ડો બનાવ્યા છે તે તેમની પોતાનીજ લેખન અને કાવ્ય શક્તિને આભારી છે. તેઓ ઘણા સરલ હૃદયી તથા મેળાભાવી છે.

તેઓ બ્રોડવે પીકચર્સ કું. લીમીટેડ તથા દૈનીક હિંદી પત્ર નયા હિંદુસ્તાનના ચેરમેન છે

સ્વદેશી કુ઼ઓને ઉંચી કક્ષાએ મેલવા અને રાષ્ટ્ર ભાવનાથી જાહેર પ્રજાની સેવા કરવા પરમાત્મા તેમને દીર્ઘાયુ અર્પે.

## શ્રીમાન શેઠ રાયબહાદુર વીરજીભાઈ ડાયા



વીશા ઓસવાળ જ્ઞાતીમા કચ્છ મુદ્રા તાલુકાના ગામ સમાગોગામા સને ૧૮૮૦ ના જુન માસની સાતમી તારીખે શેઠ વીરજીભાઈનો જન્મ થયો હતો તેઓશ્રીના પીતાશ્રી નાની ઉમરે ગુજરી જવાથી તેઓ તેમના માતુશ્રીની સંભાળ નીચે ઉછર્યા હતા

પ્રાથમીક કેળવણી મુંબાઈમાં લીધી હતી મેટ્રીક સુધી પહોચ્યા પછી તેમના સ્વર્ગસ્થ પિતાશ્રી જે કામ કરતા હતા

તેમની વ્યવસ્થા બરાબર કરવાનું માથે લેવા ફરજ પડી જેથી અભ્યાસ છોડી દીધો અને વડીલના કામકાજમાં જોડાયા

આ ક્ષેત્ર તેમને નાનું લાગવાથી સને ૧૯૦૯ મા તેઓ રંગુન ગયા અને ચોખાનું કામકાજ શરૂ કર્યું. આ ક્ષેત્ર ઘણું બહોળું છે ને સારી રીતે ખીલવી શકાય તેમ છે એમ લાગવાથી તેઓ શેઠ હાસમભાઈ પ્રેમજીની કું માં અને ૧૯૧૫ મા જોડાયા તેમની કાર્ય દક્ષતાથી બર્માથી ચોખા જે જે દેશોમા જતા હતા ત્યાંના વ્યાપારીઓ સાથે પત્ર વ્યવહાર કરી તેઓનું કામ મેળવ્યુ. રંગુનથી માલ ચઢાવવામા તેમની પેઢીનું નામ આગળ આવતું થયુ. બ્રીટીશ ઇન્ડીયા સ્ટીમ નેવીગેશન કું સાથે તેઓનો સારો સબંધ થયો.

શ્રી વીરજીભાઈ બર્મા રાઈસ મરચન્ટસ એસોશીયેશનના પ્રમુખ થયા ને વારંવાર તે જગ્યાએ ફરી ચુટાતા હતા.

સને ૧૯૨૫ માં બર્મા ઇન્ડીયન ચેમ્બર ઓફ કોમર્સની સ્થાપના થઈ. તેમા તેમનો સગીન ફાળો છે. તે ચેમ્બરના પ્રમુખ તરીકે તેઓ ત્રણ વખત ચુટાયા હતા

રીઝર્વ બેન્ક ખોલવામા આવી ત્યારે પ્રથમથીજ તેઓ તેમના બોર્ડના એક સભ્ય તરીકે ચુટાયા હતા થોડા સમયમા બોર્ડના ઉપ-પ્રમુખ તરીકે ચુટાયા અને પાછળથી પ્રમુખ તરીકે શેઠની ચુટણી થઇ હતી

બર્માની યુરોપીયન પેઢીઓ સાથે તેમનો સારો સબંધ હતો. તેઓ પોર્ટ કમીશનરના બોર્ડમા બર્મા ઇન્ડીયન ચેમ્બરના પ્રતિનિધી તરીકે બે વખત ચુંટાયા હતા.

ધર્મ તરફ તેમની સારી ભાવના છે તેઓ શ્રી. સ્થાનકવાસી જૈન સંઘના મંત્રી તરીકે ઘણા વખતથી કામ કરતાં હતા.

રંગુનની હિંદી વ્યાપારી આલમમાં તેઓ સાચા આગેવાન હતા. તેઓ વ્યાપારી વ્યવસાયમાંજ રચ્યાપચ્યા રહેતા એમ નહોતું પણ તેમનામાં જે સેવાભાવ હતો તેને લીધે જાત ભાતના તફાવત વગર જાહેરની સેવા કરતા હતા.

તેઓએ હજારો રૂપીયાની સખાવત કરી છે તેમને આંગણે આવેલો નાનો કે મોટો ફાળો ખાલી હાથે પાછો જતો નહોતો તેમની સખાવતનો આંકડો એકઠો કરવામાં આવે તો ઘણી સારી રકમ થાય.

તેઓને ના. બ્રીટીશ સરકારે રાયબહાદુરનો ઇલ્કાબ અર્પણ કર્યો હતો. જ્યારે જ્યારે બ્રીટીશ સરકાર તરફથી ચાદની લ્હાણીઓ થાય ત્યારે તેનું લીસ્ટ નામ વગરનુ નજ હોય

તેઓએ તેમના પુત્રો તથા ભત્રીજાઓને સારી કેળવણી આપી હતી ને પ્રાથમીક કેળવણી પુરી થતા તેઓને પેઢીની જુદી જુદી શાખાઓમા મેનેજર તરીકે કામ સોંપતા આજે તેઓ બધા એવા તૈયાર થઇ ગયા છે કે તેઓ શેઠ આગમ લીયે તો તેમનીજ રીતે કામની બરાબર વ્યવસ્થા કરી શકે

જાપાને લડાઇ જાહેર કરી ને હીંદીઓ બર્મા છોડવા મંડયા તે વખતે હજારો હીંદીઓને સ્ટીમરની ટીકીટો અપાવી દેશ તરફ મોકલ્યા છે તે વખતે ખર્ચ સામેજ તેમણે જોયું નહોતું.

બર્માથી હિંદુસ્તાન આવ્યા બાદ તેમણે બર્માના ઘણા વતનીઓને નાની સહાય આપી છે

બર્મા ઇન્ડીયન ચેમ્બર ઓફ કોમર્સની ઓફીસ મુબઇમા ચાલુ રાખવા ઘણી જહેમત ઉઠાવી હતી જેને પરીણામે ચેમ્બર ખીધીયા હાઉસમા ચાલુ રહી છે જેમા તેઓ પ્રમુખ બન્માથી ચુટાયા હતા હજી પણ તેઓ પ્રમુખ છે

હજુ પણ બર્મા નીવાસીઓની સેવા કરવા તીવ્ર ઈચ્છા સેવે છે. પરમાત્મા તેમની ઉમેદો પાર પાડવા દીર્ઘાયુ અર્પે

## શ્રીમાન શેઠ રાવબહાદુર અમૃતલાલ કાલીદાસ



જેમના હમેશ વહેતી સેવા સરીતાથી જીવનને પન્દુ ખ
ની ભગુ બનાવનાર શેર બજારના નામાંકિત શેર દલાલ શેઠ
શ્રી અમૃતલાલભાઈની સેવાઓ સદા સુવર્ણાક્ષરે નોંધાયલી રહેશે

તેમનો જન્મ શ્રી જૈન વિશા ઓસવાળ જ્ઞાતિમા
અમદાવાદના પ્રતિષ્ઠિત નગરશેઠ કુટુંબમા સને ૧૮૮૭ મા
થયો હતો

પ્રાથમીક કેળવણી અમદાવાદમાંજ લઇ ઝવેરાતના વ્યાપારથી જીવનની શરૂઆત કરી હતી જેમાં સારી જમાવટ થઇ હતી.

જીંદગીની ઉછળતી વયમાં ખરો પુરૂષાર્થ બતાવવાની તમન્ના શ્રી અમૃતલાલભાઇને લાગી જેથી સને ૧૯૦૬ માં મુબઇ આવી શેર બઝારમાં ઝુકાવવા પ્રયાસ કર્યો. સને ૧૯૦૯માં રજીસ્ટર્ડ શેર દલાલ થયા. વિરલ વ્યકિતત્વ અને ચકોર બુદ્ધિથી બજારમાં અગ્રસ્થાન મેળવ્યું. સને ૧૯૧૮થી શેર બજારની વ્યવસ્થાપક સમિતિના સભ્ય છે. સને ૧૯૨૬માં ઉપ–પ્રમુખ તરીકે પહેલી વખત ચુંટાયા. એ પછી થોડા સમય પ્રમુખપદની આકરી જવાબદારીઓ પણ ઉઠાવી આજે તેઓશ્રી સને ૧૯૩૯થી ઉપપ્રમુખપદે છે.

વ્યાપારની આળપંપાળમાંજ તેઓ રચ્યા પચ્યા રહેતા એવુ નહોતું પણ જાહેર સેવાના ક્ષેત્રોમાં પણ શ્રીમાન શેઠ અમૃતલાલભાઇનો ફાળો અતી કિંમતી રહ્યો છે. અખિલ હિંદ જન સ્વયંસેવક પરીષદના પ્રમુખ તરીકે અને શ્રી જૈન શ્વેતાંબર પરિષદના ચૌદમા અધિવેશનના સ્વાગતાધ્યક્ષ તરીકે તેઓશ્રીએ ઉજ્જવળ કારકીર્દી નોંધાવી છે.- શ્રી જૈન શ્વેતાંબર કોનફરન્સના જનરલ સેક્રેટરી તરીકે તેમની વિશાળ સેવાઓ અતિ ઉજ્જવળ છે એ ઉપરાંત તેઓશ્રી માંગરોળ જૈન સભાના પ્રમુખ, સારાભાઇ મોદી વિદ્યોત્તેજક મંડળના પ્રમુખ, યશોવિજયજી જૈન ગુરૂકુળના ઉપ–પ્રમુખ, મોતીશા લાલબાગ ભાયખલા જૈન ચેરીટીઝના મેનેજીંગ ટ્રસ્ટી તથા પ્રમુખ તરીકેના ગૌરવભર્યા સ્થાન ધરાવે છે. પાલીતાણામા સિધ્ધક્ષેત્રના શ્રાવીકાશ્રમના પ્રમુખ છે. તેમ ત્યાની બીજી

સામાજીક અને ધાર્મિક સંસ્થાઓમાં પણ અગ્રસ્થાન ધરાવે છે.

જીવદયા તેમજ સમાજ ઉન્નતિ અર્થેની તેમની વિશાળ સેવાઓ તેમને મહાન સમાજ સેવક કહેવાને પુરતી છે.

શેઠ આણંદજી કલ્યાણજી ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટી તરીકે શેત્રુંજય તથા સમત શિખરના કમનશિબ ઝઘડાની સમાધાનીમાં શ્રી. શેઠ અમૃતલાલનો અગ્રહિસ્સો હતો.

જાહેર જીવનની આ યશસ્વિ અને પ્રેરક કારકીર્દી ઉપરાંત સ્વદેશી ઉદ્યોગ ક્ષેત્રે તેમનું સ્થાન અતિ ઉચું છે. કેટલાય સ્વદેશી ઉદ્યોગોની ખીલવણીમાં તેમણે સહકાર આપ્યો છે.

સાઉથ બિહાર સ્યુગર મિલ્સ લી., વસન્ત લી., પીકચર્સ લી. છોટાણી ઇલેકટ્રીક એન્ડ ઇન્જીનીયરીંગ કું. લી., ડાકોર ઉમરેઠ ઇલેકટ્રીક કું. દેવકરણ નાનજી ઇન્વેસ્ટ મેન્ટ કું. લી. વીગેરેના તેઓશ્રી ડાઇરેકટર છે. ટ્રેડસ પ્રોવીડન્ટ ઇન્સ્યુરન્સ કું. લી. તથા નેપચ્યુન એસ્યુરન્સ કું. લીમીટેડના તેઓ ચેરમેન છે. બોમ્બે સ્ટીમ નેવીગેશન કું. લી. તથા બીજી વીશક અગ્રગણ્ય કું. ઓમાં તેઓ ડાઇરેકટર અને કેટલાકના ચેરમેન તરીકેનું પદ શોભાવ્યું છે.

ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બરના કાર્યવાહક કમીટીમાં ઘણા વર્ષો થયાં સભ્ય ચુંટાતા આવ્યા છે.

અમદાવાદની પ્રવૃત્તિઓ ઘણી છે. તેમા તેમની જ્ઞાતિની શ્રી વિશા ઓસવાળ કલબ (જે જ્ઞાતિ સેવાનું જ કામ કરે છે)ના માનદ મંત્રી તરીકે છેલ્લા પંદર વરસથી સેવા બજાવે છે.

તેમનું જાહેર જીવન જેટલું જવલંત છે એટલીજ અમૂલ્ય સ્વદેશી ઉદ્યોગની તેમની સેવાઓ છે અને એટલીજ ઉદાર સખાવતોની યાદી તેમના મુબારક નામ સાથે નોંધાઈ ગઈ છે.

તેમનું જીવન સેવાપરાયણતા અને ઉદારતાના અણુમૂલા રંગે થી રંગાયેલું છે

નામદાર વિજયનગરના મહારાજા સાહેબ, ના. લખતર ઠાકોરસાહેબ, ના. સોનપુર મહારાજા સાહેબ વીગેરે અનેક રજવાડાઓ સાથે સારો સબંધ ધરાવે છે તેમાં ખાસ કરીને જ્યાં જૈન જાત્રાઓના સ્થાન છે તે પાલીતાણા મહારાજા સાથે સારો સબંધ છે જેથી ત્યાં જતાં યાત્રાળુઓની પણ સારી સેવા કરી શકે છે.

તેઓ મીલનસાર તથા સરલ સ્વભાવી છે. બ્રીટીશ સરકારમાં તેમનું સારૂં માન છે. ચાલુ સાલના નવા વરસના શુભ દીને ના બ્રીટીશ સરકારે તેમને રાવબહાદુરનો ઇલકાબ અર્પણ કર્યો છે. અને તે સમયે તેમને મળેલા અભિનંદનોથી તેમની લોકપ્રિયતા સાબીત થાય છે.

પરમાત્મા તેમને સ્વદેશી હુન્નરો વીકસાવવા તથા જાહેર તથા ધાર્મિક સેવા કરવા વધુને વધુ શકિત અર્પે એજ.

## શ્રી પનાલાલભાઈ માણેકલાલ ચીનાઈ
## ઉર્ફે બાબુભાઈ ચીનાઈ



સાહસ મુર્તિઓના લલાટે લક્ષ્મિ દેવીની કૃપા ઉતરે છે અને નેતાપરાયણતા તેમજ સખાવત વૃત્તિ જીવનસિદ્ધિના શીખરે સ્થાન આપે છે, એ સત્યતાને શ્રી બાબુભાઈનુ જીવન પ્રતિતિ આપે છે

તેમનો જન્મ અમદાવાદની દશા વિશા.ળ જ્ઞાતિના

ગર્ભ શ્રીમત કુટુબમા અને ૧૯૧૩ના એપ્રીલ માસની ૧૯ મી તારીખે અમદાવાદમા થયો હતો

તેમણે પ્રાથમિક કેળવણી અમદાવાદમા લીધા બાદ મુબઈમા ભરડા હાઈસ્કુલમા દાખલ થયા હતા અને ૧૯૩૦મા આનદીલાલ પોદાર હાઈસ્કુલમા મેટ્રીક સુધી અભ્યાસ કર્યો જ્યા અભ્યાસ સાથે દેશ સેવાની તમન્ના લાગી હતી

વધારે અભ્યાસ કરવા સારૂ ન્યુ પુના કોલેજમા દાખલ થયા પણ નાદુરસ્ત તબીયતને અગે તે છોડવી પડી

તબીયત સારી થયા પછી માટુગા વીક્ટોરીયા ટેકની કલ ઈન્સ્ટીટયુટમા ટેક્સટાઇલનો અભ્યાસ કરવા જોડાયા અને ૧૯૩૫ મા એલ ટી એમની પરીક્ષા સ્કોલરશીપના માન સાથે પસાર કરી લન્ડનની સીટી અને ગીલ્ડસનો કોર્સ તૈયાર કરી પરીક્ષા પસાર કરી

અભ્યાસ પુરો કર્યા બાદ મેસર્સ નગીનદાસ ફુલચદ ચીનાઈની પેઢીમા જોડાયા આ પેઢી હિદમા કાચા રેશમની મોટામા મોટી પેઢી છે જેની શાખાઓ મદ્રાસ, સેલમ, બેગલોર, કાન્જીવરમ, નાગપુર અમદાવાદ, મુબઈ અને ચીનમા શાઘાઈમા છે

સને ૧૯૩૮ની સાલમા વેપારી લાઈનનો બ્હોળો અનુભવ લેવા ઈગ્લડ તરફ સિધાવ્યા માન્ચેસ્ટર, ફ્રાન્સ, જર્મની સ્વીટઝરલાન્ડ, ઈજીપ્ટ વીગેરે જગ્યાએ ચાર માસ સુધી પુરો અનુભવ લઈ આ યા બાદ મદ્રાસની શાખાની વ્યવસ્થા હાથમા લીધી તે કામગીરી ત્રણ વરસ સુધી સભાળ્યા પછી મુબઈ આવ્યા

સને ૧૯૪૨ મા રેશમી તથા આર્ટીફીસીયલ રેશમી કાપડનો વ્યવસાઈ કરવા "એમ સી ચીનાઇ એન્ડ સન્સ" ની પેઢીની સ્થાપના કરી

તેઓ ખાલી વ્યવસાયમાં મશગુલ રહેતા નહતા પણ શેઠ આનંદલાલ પોદાર હાઇસ્કુલથી સ્વદેશ સેવાની તમન્ના જાગી હતી તે વિકાસ પામી. સને ૧૯૪૨ની સત્યાગ્રહની લડત વખતે તે તમન્નાને દાબી શકયા નહીં અને તે લડતમાં જોડાયા. તેના છેલ્લા કાર્યકર તરીકે સને ૧૯૪૨ ના ડીસેમ્બરની ૨૮ મી તારીખે પકડાયા અને ૬ માસ સારૂ સરકારી મૅમાન થયા. આર્થર રોડ તથા યેરવડા જેલની ૬ માસની યાત્રા પુરી કરી છુટા થયા.

બોમ્બે મ્યુનીસીપલ કોરપોરેશનના કાઉન્સીલર તરીકે કોંગ્રેસ ટીકીટથી સને ૧૯૪૩ આખરીમાં કાઉન્સીલર તરીકે બીનહરીફ ચુંટાયા. તેઓ સૌથી નાની ઉમરના કાઉન્શીલર હતા.

સને ૧૯૪૪માં ઈન્ડીયન મરચન્ટસ ચેમ્બર ઓફ કોમર્સની કાર્યવાહક કમીટીના સભ્ય તરીકે ચુંટાયા. અને ૧૯૪૬માં ફરીથી ચુંટાયા.

તાજેતરમાં સુધરાઈના તેમના કામની કદરદાનીમાં કોંગ્રેસ સ્યુનિ ્પાલ પાર્ટિ તરફથી "બોમ્બે પોર્ટટ્રસ્ટ"ના ટ્રસ્ટિ તરીકે સર્વાનુમતે વર્ણી થઇ છે.

તેઓ નેશનલ એજ્યુકેશનલ સોસાયટીની કાયવાહક કમીટીના સભ્ય છે હિંદુ રીલીફ કમીટી તથા મ્યુનીસીપલ કોંગ્રેસ પાર્ટીના માનનીય ખજાનચી છે.

સને ૧૯૪૪ માં ધી બોમ્બે સીલ્ક મરચન્ટ એસોસીયેશનના પ્રમુખ તરીકે તેમની વરણી થઇ છે.

સને ૧૯૪૫મા પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીયેશનની કાર્યવાહક કમીટીના સભ્ય ચુંટાયા છે.

સેવા સિવાય તેમની સખાવત પણ ઘણી છે. તેમના કુટુંબ તરફથી અમદાવાદમાં ચીનાઈ મૅટરનીટી હોમ રૂપીયા અઢી લાખને ખર્ચે બાંધેલો છે અને વધારામાં રૂપીયા એક લાખ પોસ્ટ વોરમા ખર્ચવાના છે જેથી તે છેલ્લામાં છેલ્લી ઢબના હોમની ગણત્રીમાં આવી જશે.

તેમના કુટુંબ તરફથી જ્ઞાતિ કેળવણીમાં ઘણી મોટી રકમ ખર્ચી છે અને હજુ ખર્ચ ચાલુ છે.

ડાકોરના ખેડા દ્વારની પાંજરાપોળ જેમાં ૩૦૦ જાનવર પોષાય છે. તેમના પોષણમાં તેમના કુટુંબનો મોટો હીસ્સો છે.

મારવાડમા મેરનામાં સસ્કૃત પાઠશાળા સ્થાપી છે. તેનું પોષણ પણ તેમના કુટુંબનેજ આભારી છે.

નાની નાની સખાવતોનું લીસ્ટ પણ તેમનો સરવાળો કરીયે તો એક ઘણી મોટી રકમ થવા જાય છે.

દર વર્ષે ખધી પેઢીઓના નફામાંથી પાંચ ટકા ધરમાદામા ખર્ચાય છે તે ઉપરાંત ભાઈશ્રી પનાલાલભાઈ પોતાના ભાગના નફામાથી પણ પાંચ ટકા ધરમાદામા દર વર્ષે ખર્ચે છે.

શ્રીયુત પનાલાલના માતુશ્રી સ્વ. સૌ. લલીતા બ્હેન તેમને ન્હાનપણમા મુકી ગુજરી ગયા હતા અને તેથી તેઓ તેમના દાદા તથા દાદીના હાથ નીચે ઉછર્યા છે શ્રીયુત પનાલાલભાઇ તેમના મ્હોટાભાઇ શ્રીયુત નટવરલાલ ચીનાઈ એ તેમની માતુશ્રીના સ્મર્ણાર્થે રૂપીયા પચાસ હજાર અમદાવાદમા એક આરોગ્યભવન અગર એવી કોઈ લોકોપયોગી સસ્થા માટે ખર્ચવાનુ નક્કિ કર્યુ છે.

ઘણા વખ્ત પછી અને ૧૯૪૫ના સપ્ટેમ્બર માસમા નેતાઓ છુટીને આવ્યા બાદ અખિલ હિંદ મહાસભા સમીતીની મુંબઇની બેઠક વખતે ફાઇનેન્સ અને ટીકીટ સંબધી કાર્યના મત્રી તરીકે તેમની નીમણુક થઈ હતી અને મહાસભાના ઇતિહાસની અદ્દર આજ પુર્વે ન થયેલુ એવું ડોનેશન અને ટીકીટનુ વેચાણ આશરે રૂપીયા પાચ લાખનું કરી બતાવ્યુ હતું.

હજુ તેઓ ઉગતી ઉમરના યુવાન છે. સેવા કરવાની ઘણી તમન્ના છે પરમાત્મા તેમની તમન્ના પાર પાડવાની શક્તિ અર્પે.

શ્રીમાન શેઠ જે. સી. સેતલવડ



તેઓ મુબઇની ઇન્ડીયન ઇન્સ્યુરન્સ કપનીઝ એશોસીએશનના એક સ્થાપક છે તથા હાલમા તે સન્સ્થાના પ્રમુખ તરીકેની સેવા બજાવે છે

સને ૧૯૩૮ મા મુબઇની ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બરના ઉપ-પ્રમુખ, સને ૧૯૩૯ મા પ્રમુખ અને ફરી સને ૧૯૪૧ મા ઉપ-પ્રમુખ તથા સને ૧૯૪૨ માં પ્રમુખ તરીકે તેઓની વર્ણી થઈ હતી

તેઓ આ દેશની ઘણી વ્યાપારી કુંપનીઓ સાથે સબધ ધરાવે છે

તેઓ વલકન ઇન્સ્યુરન્સ કું. લીમીટેડ તથા ધી ઈન્ડસ્ટ્રીયલ એન્ડ પ્રુડનશીયલ ઈન્સ્યુરન્સ કું ના મેનેજીંગ ડાઇરેકટર છે. તે કુંઓને વીકસાવવામા તેમનો કીમતી ફાળો છે.

સને ૧૯૩૬ માં ઈન્સ્યુરન્સ બીલ સંબંધમાં ઈન્ડીયા ગવર્નમેન્ટ તરફથી નીમાયેલ સલાહ આપનારી કમીટીમાં ઇન્સ્યુરન્સ કંપનીઓનું હિત જાળવવા એક સભ્ય તરીકે તેમની નીમણુંક થઈ હતી.

ઈન્સ્યુરન્સ એકટના વહીવટ કરવા સંબંધમાં તથા લડાઇના વીમાના ઓરડીનન્સ સબધમાં ના. હિંદી સરકારને સલાહ આપવા સારૂ નીમાયેલી કમીટીના તે એક સભ્ય છે. ના. હિંદી સરકારે નીમેલી વોર રીસ્ક ઈન્સ્યુરન્સ સ્કીમ તળે વોર રીસ્ક ( ફેકટરીઝ ) ઓરડીનન્સ સને ૧૯૪૨ અને મુબઈની કલેમ કમીટીમા ફેડરેશનના પ્રતિનિધી તરીકે તેમની નીમણુક થઇ છે ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બ ની

## શ્રી. શેઠ ગોપાલદાસ જેઠાભાઈ દાશી



વફાદારી અને નેકનીતિથી કામકરનારને હમેશા પોતાની ધારણામાં પાર ઉતરવા ફતેહ મળે છે, તેને શ્રી. ગોપાળ-દાસભાઈનુ જીવન સાક્ષી પુરે છે.

તેઓશ્રીનો જન્મ ઝરડા પ્રદેશમાં સમુદ્ર કીનારે આવેલા પોરબંદર (સુદામાપુરી) માં સંવત ૧૯૫૧ માં થયો હતો.

શરૂમાં પ્રાથમિક શિક્ષણ પોરબંદરમાં લઈ સંવત ૧૯૬૮ માં પોર્ટ સુદાનની સફરે ગયા હતા. વ્યાપારી લાઈનનો અનુભવ લેવા શરૂમા નોકરીથી જીવનની શરૂઆત કરી. વ્યાપારી લાઈનનું બહોળું જ્ઞાન મેળવ્યા બાદ સંવત ૧૯૭૬ માં શ્રીમાન શેઠ હરકીશનદાસની સાથે મળી શેઠ હરકીશનદાસ ખુશાલદાસની કું. ની સ્થાપના કરી.

દીવસે દીવસે વ્યવસાય વધતો ગયો ને જુદે જુદે સ્થળે શાખાઓ સ્થાપી જેમાં ગુજરાતી ભાઈઓ ઉપરાંત હિંદી આફ્રીકનો પણ કામ કરે છે.

તેઓ સરલ તથા મીલનસાર સ્વભાવના હોવાથી તેમના સહવાસમાં આવતા વ્યાપારીઓનો સારો સહકાર સાધતા ગયા. તેઓ જાપાન, યુરોપ, મીસર, વીગેરે ઘણા સ્થળોના વ્યાપારીઓ સાથે સારો સંબંધ ધરાવે છે.

મુખ્ય કામકાજ કાપડ, કરિયાણું તથા અનાજનું બહોળા પ્રમાણમાં કામ કરે છે.

પોતાની માતૃભૂમિમાં પણ શેઠની સાથે રહી સારો વ્યાપાર ખેડે છે.

પોરબંદરમાં રહીને પણ પોર્ટ સુદાનની શાખાઓના કામકાજનું સારી રીતે સંચાલન કરે છે.

વાસ એવો અભ્યાસ એ કહેવત પ્રમાણે શેઠ હરકીશન દાસભાઈની સાથે રહી ઉદાર દીલથી ધર્મની સેવા કરે છે. તેમની અંગત સખાવત સારા પ્રમાણમાં છે પણ તે ઘણી છુપી રાખે છે, જે માપી શકાય તેમ નથી.

શેઠ હરકીશનદાસ ભાઈ સાથે સારો મેળ છે, જેથી વ્યવસાયમાં આગળને આગળ વધતા જાય છે.

પરમાત્મા તેમને તેમના કાર્યમાં પૂર્ણ ફતેહ આપે એજ અભ્યર્થના.

### શ્રી રાયબહાદુર માણેકલાલ જી. કાપડીયા



હૈયામાં હમેશ વહેતી સેવા સરીતાથી જીવનને ઝળહળ્યમાન બનાવનાર બ્રહ્મદેશના નામાંકીત શાહેગ શેઠ માણેકલાલ ગણેશજી કાપડીયાની સેવા ભાવનાઓ સદા સુવર્ણાક્ષરે નોધાયલી રહેશે

તેમનો જન્મ સને ૧૮૯૨માં સુરત મુકામે થયો હતો. મેટ્રીક સુધી અભ્યાસ સુરતમાં કર્યો અને ત્યાર પછી ગુજરાત કોલેજમાં પ્રીવીયમનો અભ્યાસ કર્યો ને તેમાં પાસ થઈ વીલસન કોલેજમા દાખલ થયા, જ્યાં બી. એ.

સુધી અભ્યાસ કર્યો અને બી. એ. માં વીથ ઓનર્સ પાસ થયા.

મુળથીજ પરદેશમાં વ્યાપાર ખેડવાની તેઓને ઘણી તીવ્ર ઇચ્છા હતી જેથી તેઓ સને ૧૯૨૦ માં વ્યાપારી અનુભવ મેળવવા જર્મની ગયા.

ત્યાંથી આવી બર્માના એક નામાંકીત વ્યાપારી શેઠ એ. ઈ. શીંગાપોરીમાં જોડાયા પણ તે લાઇન તેમને અનુકુળ નહી પડવાથી છોડી જાપાનની એક મશહુર પેઢી મીટસુઈ બુસન કયાશામાં જોડાયા જ્યાંથી આયાત નિકાશની પુરતી માહેતી મેળવી.

સને ૧૯૨૧મા તેઓએ એમ જી. કાપડીયા કું. ના નામથી હાડવેર અને મીલ સ્ટોર્સ સપ્લાયર્સની લાઇન રંગુનમાં શરૂ કરી જે હાલ પણ ખુબ મોટા પાયા પર અસ્તીત્વ ધરાવે છે તેમના સુરતમાં પણ વણાટના કારખાનાઓ છે

તેઓ બર્મા ઈન્ડીયન ચેમ્બર ઓફ કોમર્સના શરૂથી સભ્ય છે. વર્ષો સુધી મેનેજીંગ કમીટીના સભ્ય રહ્યા છે અને છેવટે તેઓ ચેમ્બરના ઉપ–પ્રમુખ તરીકે ચુંટાયા હતા તેઓ તેમાં ઘણો સારો રસ લેતા હતા.

દીવસે દીવસે તેઓ આગળ વધી જાહેર પ્રવૃત્તિઓમાં પણ હીસ્સો લેતા થયા. મ્યુનીસીપલ તથા ધારાસભાની ચુંટણીઓ વખતે ઉમેદવારો તેમની સલાહ અને દોરવણી માટે પડાપડી કરતા. હિંદી કોમની સાચી સેવા કરી શકે એવા ઉમેદવારો માટે તેઓ તનતોડ મહેનત પણ કરતા અને એ ઉમેદવારો ચુંટાય ત્યારેજ જંપીને બેસતા.

ગુજરાતી હાઈસ્કુલની કાર્યવાહક કમીટીમાં વર્ષોથી સભ્ય હતા જાહેરની સેવા કરવા માટે સદા ઉત્સુક એવી ધી ગુજરાત એસોશીયેશનના તેઓ પ્રમુખ હતા.

ઈન્ડો બર્મા રાયટ તથા હિંદુ મુસ્લીમ રાયટ વખતે શાન્તી સ્થાપવા તેઓએ સારો હીસ્સો લીધો હતો અને અને જોખમી વીસ્તારોમાં દીવસ રાત્રીની દરકાર કર્યા સીવાય બેધડક ફરી શાન્તી સ્થાપવા પ્રયાસ કરતા હતા.

સને ૧૯૩૮ માં ઈંગ્લાંડમાં ટ્રેડ કોન્ફરન્સ ભરાઇ તેમાં બર્મા ગવર્નમેન્ટ તરફથી કોમર્સ મીનીસ્ટરના સલાહકાર તરીકે તેઓ ઇંગ્લાંડ ગયા હતા. જ્યાં તેમના બ્હોળા વ્યાપારી જ્ઞાનથી મજકુર કોન્ફરન્સના બધા સભ્યોનો ચાહ મેળવી શકયા હતા

લન્ડનથી આવ્યા બાદ નામદાર સરકારે તેમને રાવ બહાદુરનો ઇલકાબ અર્પણ કર્યો હતો

યથા શકિત તેઓએ ઉદારતાથી દાન કર્યું છે. દરેક ફંડ ફાળામા તેમનુ નામ હોયજ. કાર્યકરોને નાણાંની તંગી પડે ત્યારે તેમને જરૂરજોગી મદદ કરતા જેની એક કાનથી બીજા કાનને જાણ થતી નહોતી.

જાપાને લડાઇ જાહેર કરી ત્યારે બર્માથી હિંદ આવવા જવા સારૂ હિંદીઓને ઘણી સારી મદદ કરી હતી જેથી તમામ કોમનો ચાહ તેઓ મેળવી શકયા હતા અને ઘણા કુટુંબો પોતપોતાની માતૃભૂમિ ભેગા થઇ શકયા. તે પ્રયત્ન ખુબજ યાદગાર પ્રસંગ છે; જે સમયે પોતાનું રસોડું પણ ખુલ્લું મેલ્યું હતું

જ્યાં વ્યાપારીના હીતનો સવાલ આવે ત્યાં તે એવા ભાવથી કામ કરવા તિવ્ર ઇચ્છા બતાવતા હતા.

લડાઇ વખતે જ્યારે બર્માની સરકાર સીમલા આવી ત્યારે જ્યારે જ્યારે બ્રહ્મદેશ સબંધી મીટીંગો થતી તેમાં તેઓને આમંત્રણ મળતું હતું ને તેઓ પોતાના કામની દરકાર કર્યા વગર મીટીંગોમાં હાજરી આપતા હતા.

તેમણે રંગુન હાર્ડવેર મરચન્ટ એસોશીયનના સભ્યોને સમજાવી તે એસોશીયેશનને લીમીટેડ રજીસ્ટર કરાવેલ છે તે બતાવી આપે છે કે તેઓ પોતાનાજ સ્વાર્થ જોતાં ન્હોતા પણ પોતાના હીંદુ મુસ્લીમ ભાઇઓની ઉન્નતી કેમ થાય તે જોવા ઇંતેજાર હતા.

તેમની જન્મભૂમી સુરતની ચેમ્બર ઓફ કોમર્સના પ્રમુખ છે સુરતની ભાગ્યેજ કોઇ સંસ્થા હશે કે જેમાં તેની પ્રવૃત્તિમાં તેમનો અગત્યનો ફાળો ન હોય.

તેઓની કાર્ય કરવાની કુશળતા જોઇ તેમની બ્રહ્મદેશ સરકારે બર્મા સીવીલ સપ્લાઈઝ બોર્ડના સભ્ય તરીકે નીમણુક કરી છે મજકુર બોર્ડમાં તેઓ એકલાજ હિંદી સભ્ય છે તેઓએ આ નીમણુંક પછી એક જાહેર સભા સમક્ષ કહ્યુ હતું કે જો આ બોર્ડમાં રહી હું હિંદીઓના વ્યાપારીક હીતો જાળવવામા સફળ નહીં થાઉં તો વીના સંકોચે રાજીનામું આપી દઇશ અને હિતો હકકો મેળવવા માટે અવિરત લડત ચાલુ રાખીશ.

તેઓ દીવસ રાત્રીના જરા પણ આરામ લીધા વગર બ્રહ્મદેશના હિંદીઓ જે જે સવાલો કરે છે તેનો સંતોષ કારક જવાબ આપ્યા કરે છે. હજુ તેઓને હાથે બ્રહ્મદેશના હિંદીઓના પુનઃ પ્રવેશ પ્રસંગે ઘણા યશસ્વી કાર્યો થશે તેની અમને જરાય શંકા નથી. ઇશ્વર તેમને આવા અનેક લોકોપયોગી કાર્ય કરવા માટે દીર્ઘાયું અર્પે.

બાલ્યાવસ્થામાં ૬ વરસ સુધી માબાપ પાસેથી ઘરગથુ જ્ઞાન મેળવ્યું ત્યારબાદ વાસણાની ગુજરાતી નિશાળમાં દાખલ થયા અને ગુજરાતી ધોરણોનો અભ્યાસ પુરો કર્યો. એ વખતના માસ્તર દલસુખરામ ઉંછારામ દવેમાં ઘણા ઉંચ સંસ્કારો, છોકરાઓને વધારે જ્ઞાન મળે તે જોવાની આકાંક્ષા અને બાળકોમાં ઉંચા સંસ્કારો, મહેનતુ થાય, ચરકસર તથા સદ્‌ગુણો વગર શિખવે આવે એવું એમનું ચારીત્ર હતું જેની શ્રી. માણેકલાલભાઈ ઉપર સચોટ અસર પડી છે જેથી તેમણે તેમની સાથેનો સબંધ તેમના જીવન સુધી રાખ્યો હતો.

વાસણામાં ઈંગ્રેજી શીક્ષણ લેવા નિશાળ નથી. તેઓએ થોડો વખત માદરાની નિશાળમા શિક્ષણ લીધું હતું. થોડો વખત પોતાના ઘરના વ્યવસાયમાં કામ કર્યું અને કેટલાક ખાનગી ગૃહસ્થો પાસેથી ઇંગ્રેજી જ્ઞાન મેળવ્યુ.

ચાર વરસ પછી થર્ડ ગ્રેઈડ પબ્લીક સરવીસ પરિક્ષા દેવા સારૂ સને ૧૮૯૮ માં અમદાવાદ ગયા જેમાં પાસ થયા. આ તેમની યાદ શકિતનો નમુનો છે આ વખતે તેઓ માદરામાં શ્રી. મણિલાલ રણછોડલાલ દવે વકીલને ત્યાં કામ કરતા હતા.

જુદી જુદી જગ્યા જેમાં મુખ્ય એજન્સીના પ્રખ્યાત ઉપર જણાવેલા વકીલ, સીવીલ હોસ્પીટલના દાકતર અન્કલેસરીયાને ત્યાં ખાનગી મદદનીસ તરીકે તથા એજન્સીના જુદા જુદા ખાતાઓ જેવા કે સાદરા બજાર તલાટીની ઓફીસ, અને ૧૯૦૧ ના વસ્તીપત્રક ખાતામાં, બાવીસી થાણાના બેલીફ

તરીકે તથા સ્પેશીયલ ફ્રેમીન ઓફીસરના ખાતામા એમ કરી ૬ વરસ સુધી જુદા જુદા ખાતાઓમાથી પ્રેકટીકલ અનુભવ મેળવ્યો જે ભવીષ્યમા તેમની કારકીર્દિમા ઉપયોગી નીવડયો છે

સ્પેશીયલ ફ્રેમીન ઓફીસરની ભલામણથી પોરબદરના એક શ્રીમત વેપારી સાથે માડાગાસ્કર જવાનુ નકકી કર્યુ હતુ પણ મોટાભાઇ નગીનદાસે તેમને જવા ના પાડી અને મુબઈ આવવા કહેવરાવ્યુ તે દરમીયાન મોટાભાઈ રજા ઉપર આવેલા તેમની સાથે તા૦ ૨૪ માર્ચ સને ૧૯૦૩ના મુબઇ તરફ જવા પ્રયાણ કર્યુ

તેમની ખત અને ઉત્સાહથી કામ કરવાની પદ્ધતિથી તેઓએ જુદી જુદી જગ્યાએ નોકરી કરી અનુભવ મેળવ્યો હિસાબી કામમા તેમનુ વધારે દિલ ચોટવા લાગ્યુ જેથી તેનો પુરો અભ્યાસ કરવા શ્રી સદાશિવરાવ આત્મારામ નારગાધરના શ્રી ટેકનો એકાઉન્ટન્ટસી ઈન્સ્ટીટયુટમા લન્ડન ચેમ્બર ઓફ કામર્સની સીનીયર એકાઉન્ટન્ટસીનો કોર્સ લીધો

એક બાજુ મિલ ઓફીસની નોકરી કરવી, ખાનગી કામો લીધા હતા તેને સભાળવા, અને હિસાબી અભ્યાસ કરવો એ ઘણુ મુશ્કેલ હતુ છતા તેઓએ ઘણો શ્રમ ઉઠાવી એપ્રીલ ૧૯૦૫ મા માન સાથે સરટીફીકેટ (Distinctive Certificate) મેળવ્યુ અને તેજ સમયે નેશનલ યુનીયન ઓફ ટીચર્સની એડવાન્સ એકાઉન્ટન્સીની પરીક્ષામા પણ પહેલા વર્ગમા પાસ થયા આ માન હમેશા

તેઓ તેમના વિદ્યાગુરૂ સદાશીવરાવ આત્મારામ સારંગધરને આપે છે.

દીવસે દીવસે આગળ વધવાની તમન્નાથી તેમણે ગ્રેહામ મીલની નોકરી છોડી મેસર્સ ચાર્લસ બ્રાઉન્ડની કુંમાં જોડાયા. તે કમ્પનીમાં ઘણા વર્ષો સુધી હિસાબી કામ કર્યું હતું પણ તે દરમીયાન હિસાબી કામનું વધુમાં વધુ જ્ઞાન મેળવવા પ્રયાસ કરતા હતા.

આ નોકરી દરમીયાન સને ૧૯૦૬માં ધી લન્ડન એસોસીયેશન ઓફ એકાઉન્ટસની પરીક્ષા દીધી. આ પરિક્ષા હિંદુસ્તાનમાં જાહેર ઓડીટરો માટે પહેલવહેલીજ લેવા ગોઠવણ થઈ હતી. આ પરિક્ષામાં પેલે નંબરે પાસ થઈ ઓરડર ઓફ મેરીટ મેળવ્યું.

લન્ડન ચેમ્બર ઓફ કોમર્સની એકાઉન્ટન્ટસી પરિક્ષા સારૂ ઉમેદવારો તૈયાર કરવા મહેતા કમરશીયલ ઈન્સ્ટીટયુટ ખોલવામાં આવ્યું તેમાં કેટલાક ઉમેદવારો પાસ કરાવ્યા.

આ વખતે જાહેર ઓડીટર તરીકે કામ કરવાની શરૂઆત કરી.

આ સમયે તેઓને કામસર ઈનકમટેક્સ ઓફીસમાં જવું પડતું હતું. ત્યાં શ્રીમંત વ્યાપારીઓને આવતા જોયા જેઓની સાથે તેમને ઘેર ચાર ચાર દિવસ સુધી જતાં પણ વાત ન કરી શકાય તેવા શેઠીયાઓ ઇન્કમટેક્સ ઓફીસમાં ચોપડાઓના પોટલા સાથે ફેરા ખાતા હતા. યુરોપીયનો ગુજરાતી ચોપડા ન સમજે ને તેમના આસીસ્ટન્ટો ને ચોપડા

તપાસી આવક કાયદેસર કાઢી ટેક્સ લેવાય એટલુ કામ કરવાનો વખત ન હતો આ સમયે ત્યાંજ એક બે વેપારીઓની મુલાકાત કરી સમજાવવાની કોશીષ કરી વકીલોને દાખલ કરવા નહીં એવો ગવર્નમેન્ટનો ઠરાવ હતો તેવે વખતે શ્રી. માણેકલાલભાઈની વાત વેપારીઓને સમજવામા આવી અને તેમની સલાહનો લાભ ખુશીથી લેવા મડયા આ પ્રમાણે આ કામની શરૂઆત કરી બંદરના મોટા વ્યાપારીઓના કેસો લઈ ઈન્કમટેક્સ ઓફીસમા રજુ કરી ન્યાય મેળવ્યો ત્યારે વધારેને વધારે વ્યાપારીઓ તેમને પોતાનો કેસો દેવા લાગ્યા અને તે વખતના ઈન્કમટેક્સ કલેકટર મી. એલ ડબ્યુ હાર્ટલેએ તેમની ઘણીજ કદર કરી અને તેમની મારફતે રજુ થતા કેસોને તુરતજ ન્યાય આપવા લાગ્યા અને આ પ્રમાણે ઘણા વ્યાપારીઓને ઈન્કમટેક્સની હાડમારીથી બચાવ્યા. આ વખતે ભાઈ શ્રી. નગીનદાસે પણ ઈન્કમટેક્સ એકસપર્ટ તરીકે કામ કરવા માડયુ અને આ ફર્મનુ નામ નગીનદાસ એન્ડ માણેકલાલ ગખવામા આવ્યુ અને ઓડીટ તથા ઇન્કમટેક્સ પ્રેકટીસનુ કામ શરૂ કર્યુ જે હજુ સુધી ચાલુ છે

સાધારણ સ્થિતિમાથી ખ ત અને જાતમહેનતથી તેઓ હાલની સ્થિતિએ પહોચ્યા છે તેઓએ સારી પ્રતિષ્ઠા જમાવી છે તેઓએ સને ૧૯૩૩ માં અમદાવાદમા શાખા ખોલી તેની ઉદ્‌ઘાટન ક્રીયા શેઠ મગળદાસ જેસગભાઇને

હસ્તે કરાવી હતી જે પ્રસંગે ત્યાંના ઇન્કમટેક્સ ઓફીસર મી. એન. આઈ. પટેલ હાજર રહ્યા હતા.

મુંબઇ તથા અમદાવાદમાં પેલી પંકિતએ ઓડીટર તરીકે તેઓનું કામકાજ ચાલુ છે.

તેઓ મુંબઇ ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બરના સભ્ય છે. ઓનરેબલ સર લલ્લુભાઇ સામળદાસ કે જેઓ આ ચેમ્બરમાં ઇન્કમટેક્સ કમિટીમાં માનવંત પદે હતા પણ તેઓ વડી ધારાસભાના સભ્ય ચુંટાયાથી એ જગ્યા ખાલી પડી તે માનવંત પદે શ્રી. માણેકલાલભાઇની વરણી થઇ છે જેથી *તેમની વ્યાપારી મંડળમાંની પ્રતિષ્ઠાનું માપ થઇ શકે છે.*

તેઓએ ખાલી પૈસા કમાવામાંજ પોતાની શકિતનોજ ઉપયોગ કર્યો નથી પણ તેમની જાહેર સેવા પણ ઘણી

श्रीमान शेठ चंदुलाल जे. शाह

( રણજીત મુવીટોન કાં. )



પુરૂષાર્થથી આપબળે સિદ્ધિના શિખર સર કરનાર ફિલ્મ ઉદ્યોગના મહાન મોવડી શ્રીમાન શેઠ ચંદુલાલ જેસંગભાઈ શાહ એટલે કાબેલ કાર્યશક્તિ અને સાહસ તેમજ સેવા ભાવનાની મુર્તિમંત પ્રતિમા.

તેમનો જન્મ જામનગરના જૈન કુટુંબમા સને ૧૮૯૮મા થયો હતો એમણે બાલ્યાવસ્થા સુખ અને સમૃદ્ધિની ભવ્યતા વચ્ચે વિતાવી હતી પણ યુવાવસ્થામા એમને ભિષણ જીવન સંગ્રામ ખેલવો પડયો હતો અનેક મુશ્કેલીઓ વચ્ચે કોલેજ કેળવણી પુરી કરી

કોલેજના અભ્યાસ બાદ મુબઈ આવી શેરબઝાર અને રૂ બઝારથી પોતાના જીવનની શરૂઆત કરી

પરંતુ યૌવનના પહેલા પહોરથીજ હૈયામા સરસ્વતી દેવી વસ્યા હતા એવા એ સરસ્વતી દેવીના પુજારીને વ્યાપારમા પોતાના જીવનને રૂંધી નાખવાનુ યોગ્ય લાગ્યુ નહી. સાહિત્ય પ્રત્યેની તેમની અભિરૂચીએ તેમને તેમની કલમકળાને વિકસાવવા પ્રેર્યા તેમને તેમની વડીલ બધુ શ્રી દયારામભાઇએ સીનેમા ઉદ્યોગમા ઝપલાવવાનુ સુચન કર્યુ તેમણે સ્વીકારી જેથી એમણે પોતાની સર્વશક્તિ એ નુતન ઉદ્યોગમા પાર ઉતરવા ધરી દીધી

શ્રી લક્ષ્મિ, કોહીનુર અને જગદીશ ફીલ્મ કુા મા વાર્તા લેખક અને દીગ્દર્શક તરીકે નામના મેળવ્યા પછી સને ૧૯૨૯ મા તેમણે મીસ ગોહર સાથે ભાગીદારીમા શ્રી રણજીત મુવીટોન કુા ની સ્થાપના કરી એ સસ્થા આજે ઔદ્યોગિક વ્યવસ્થાના અનોખા નમુના જેવી બની રહી છે તેની પાછળ શ્રીમાન શાહના અવિરત પ્રયાસ અને અદ્ભૂત તપશ્ચર્યા ઉભા છે આમ આ પ્રતિભાશાળી ચિત્ર ઉત્પાદકે પોતાનુ જીવન પોતેજ ઘડયુ છે અને તેઓ આપ બળે આગળ વધ્યા છે

શ્રી ચંદુલાલ શાહની તીક્ષ્ણ બુધ્ધિ યુગબળને બરાબર ઓળખે છે. પલટાતા યુગની નાડ પારખી તેમણે જનતાએ જે માગ્યું તે સદા આપ્યું છે અને તેથી "રણજીતે" ચિત્ર ઉદ્યોગમા સામાજીક, હાસ્ય પ્રધાન, ઐતિહાસિક, જીગ્મી વગેરે વિવિધ પ્રકારના ચિત્રો રજુ કરી સદા આગળ પડતું સ્થાન જાળવી રાખ્યું છે.

શ્રી ચંદુલાલ શાહે મુક ચિત્રોના તથા બોલપટના જમાનામાં પણ ઘણા સુંદર સર્જનો આપ્યા છે. "પતિપત્ની," "સતી સાવિત્રી", "ગુણ સુદરી", "દેશદાઝી", "મીસ ૧૯૩૩", "બેરીસ્ટરની બૈરી" અને "અછુત" જેવાં તેમના ચિત્રો હજી પણ જનતાના સ્મરણ પરથી ભુંસાયા નથી.

મુબઈ ખાતે ભરાયલી ઇન્ડીયન મોશન પીકચર કોંગ્રેસના તેઓ સ્વાગતાધ્યક્ષ હતા અને તેમણે લીધેલ અથાક મહેનતને લીધે એ કોંગ્રેસ સપૂર્ણ સફળતાને વરી હતી ઇન્ડીયન મોશન પીકચર પ્રોડયુસર્સ એસોશીએશનના તેઓ આ વર્ષે પ્રમુખ છે અને તેમણે હમેશ આ સસ્થાના સંચાલનમા ઉત્સાહ ભર્યો ભાગ લીધો છે અને તેમ કરી ઉદ્યોગનું હિત જાળ વવા બનતુ કર્યું છે

એસોસિએટેડ બેન્કીંગ કોરપોરેશન ઓફ ઇન્ડીયા લીમીટેડ વગેરે વ્યાપારી સસ્થાઓના તેઓ ડાયરેકટર છે.

તેમની સેવા ભાવના તેમજ ઉદારતાનો લાભ મેળવવા સંખ્યાબંધ સંસ્થાઓ ભાગ્યશાળી બની છે જેની યાદી ઘણી લાંબી છે.

હિન્દના ફીલ્મ ઉદ્યોગની તેમણે બજાવેલ સેવાઓથી ફીલ્મ ઉદ્યોગના રજત પટપર તેમનું નામ સદા સુવર્ણાક્ષરે આલેખાયેલું રહેશે.

અને ઓગણીસમી. સદીના મધ્ય કાલીન યુગમાં પણ ગુજરાતે પોતાના વેપાર વાણીજ્ય સાથે સંસ્કારનો ધ્વજ આફ્રીકાના ઝાંઝીબાર અને દારેસલમની વિખ્યાત બજારોમાં પણ ફરકાવ્યો હતો એ તો હજુ ગઈ કાલનીજ વાત છે.

આજે જીવન વિશાળ બન્યું છે વ્યવહારના સાધનો વિસ્તર્યા છે. જળ, સ્થળ અને વાદળમાં યંત્રો અને વિમાનો ઘુમતાં થયા છે, અને યંત્રોના વિકાસ સાથે દુનીયાભરમાં ઔદ્યોગીકરણ શરૂ થઈ ગયું; અને હિંદમાં પણ શણ કાપડ કોલસા, લોખંડ વિગેરેના ઉદ્યોગો થોડા થોડા વિકસવા લાગ્યા; અને કલા અને સાહિત્યના સંપર્કમાં આવેલ વર્ગ ફિલ્મ ઉદ્યોગ તરફ વળ્યો. આ ફિલ્મ ઉદ્યોગમાં આજે અગત્યની વ્યક્તિઓમાં શ્રીયુત ચુનીભાઈ દેસાઈનું નામ મોખરે તરી આવે છે. આપબળથી આગળ આવેલા ઉદ્યોગપતિઓમા આ માનવીની પ્રતિભાએ હિંદી ફીલ્મ ઉદ્યોગમાં ભાવનાશાળી દૃષ્ટિસંપન્ન કલાકારોના જૂથને પોતાની આસપાસ એકત્રિત કરી કલાત્મક અને સાથે સાથે તંદુરસ્ત ચિત્રો આપવાનો શિરસ્તો અપનાવ્યો, એટલેજ, સુપ્રીમ ફિલ્મ ડિસ્ટ્રીબ્યુટર્સ સંસ્થાના સુત્રધાર ક્રમશ: ફિલ્મ ઉદ્યોગના ત્રણે વિભાગોમાં પોતાના વ્યક્તિત્વ પ્રતિભાએ "સુપ્રીમ" શબ્દને સર્વવ્યાપી બનાવવામાં સફળ થયા.

તારીખો અને આંકડાઓ સમર્થ માનવીના વિકાસ પરંપરામાં સાવ નજીવું સ્થાનજ ધરાવે છે. એનુ આલેહ્ણ

દ્રષ્ટાંત સુપ્રીમના આ વિકાસ અને વિસ્તાર પુરૂં પાડે છે. દશેક વર્ષ પહેલાં હસ્તીમાં આવેલી આ સંસ્થા આજે ચિત્ર વિતરણજ નહી, પરંતુ ચિત્ર ઉત્પાદન તેમજ ચિત્ર પ્રદર્શનના ક્ષેત્રમાં પણ અગ્રગણ્ય સ્થાન ધરાવતી થઇ છે.

અમર પીકચર્સ, લક્ષ્મી પ્રોડકશન્સ, શ્રી ફિલ્મ્સ, એશિયાટીક પિકચર્સ, અત્રે પિકચર્સ, પી. આર. પ્રોડકશન્સ (કલકત્તા), એન. આર દેસાઈ પ્રોડકશન્સ વગેરે સંસ્થાઓની ચિત્રસર્જન પ્રવૃત્તિમાં સીધી યા આડકતરી રીતે "સુપ્રીમ"નુ નામ આપોઆપ સંકળાયેલુ હોય છે.

લોકપ્રિય ચિત્ર જવાબ (એમ. પી. પ્રોડકશન્સ), કાદંબરી ખિલૌના, આંખ મિચોલી વીગેરે ચિત્રોને રજુ કરી સુપ્રીમે

અને તે યોજનાઓને પાર પાડે તેવા સમર્થ કાર્યકરોને સફળતાપુર્વક કાર્ય સાધવામાં પ્રેરક બળ બને છે. એક ક્રીકેટ ટીમના અચ્છા ખેલાડીઓના કેપ્ટનની વિશાળ દ્રષ્ટિથી આટ આટલી સંસ્થાઓ, વિભાગો અને જુદા જુદા અંગો યોગ્ય રીતે કામ સાધી શકે છે. એટલેજ માત્ર મુંબઈમાં નહિ પણ હિંદના ફિલ્મ ઉદ્યોગના અગત્યના બધાયે શહેરો મુંબઈ, કલકત્તા લાહોર, દિલ્હી, બેંગલોર, મદ્રાસ, કરાંચી એમ સ્થળે સ્થળે સુપ્રીમની સીધી દેખરેખ હેઠળની સંસ્થાઓ અથવા ભગિની સંસ્થાઓ (Sister concerns) હસ્તી ધરાવે છે; અને સમસ્ત હિંદના ફિલ્મ ઉદ્યોગમાં પોતાનાં પ્રભાવ અને ગૌરવને વધારે તેજસ્વી બનાવે છે.

આમ સંસ્થાનું ચિત્રસર્જન મુંબઈ અને કલકત્તામાં ચાલી રહ્યુ છે અને વિતરણનુ ક્ષેત્ર તો સમસ્ત હિંદના જુદા જુદા વિભાગોમા વિસ્તરી રહ્યુ છે, ત્યારે ચિત્ર પ્રદર્શનની પ્રવૃત્તિમાં પણ સુપ્રીમનો ધ્વજ એટલેજ ઝળકતો રહ્યો છે. કરાંચી, વડોદરા, અજમેર, પુના, અમદાવાદ, રાજકોટ આમ ઉત્તરમાં કરાંચી અને અજમેરથી—દક્ષિણમાં પુના સુધી છબીઘરની એક લાંબી હારમાળા સુપ્રીમના નેજા હેઠળ કાર્ય કરી રહી છે. જ્યારે નાગપુર જેવા દેશના મધ્ય ભાગમાં આવેલ શહેરમા સુપ્રીમ તરફથી "શ્રી થીએટર" આલીશાન અને અપટુડેટ બનાવવાની તૈયારીઓ ચાલી રહી છે.

એક અસામાન્ય માનવીનું વ્યક્તિત્વ શું શું સાધી શકે એ ગુજરાતના આ ગરવી સંસ્થાના ઈતિહાસમાં ડોકીયુ

કરતાં આપણને જાણવા મળે છે. હિમાલયમાંથી પ્રગટતી ગંગા-જમુના સમી સરિતાઓની પેઠે સુપ્રીમમાંથી વિસ્તરતી આ જુદી જુદી શાખાઓ પર શ્રીયુત ચુનીભાઈની સજાગ આંખ ફરતી રહે છે અને આથીજ ગુજરાતની પુરાણી નગરી ભરૂચના ઉજળાં દેસાઈ કુટુંબનાં આ નબીરાએ અનેક દિશાઓમાં વિસ્તરેલા કબિરવડની પેઠે સુપ્રીમના વડલાની છત્રછાયા વિસ્તારી, વધારી અને તેનાં ઉજળા નામને વિશેષ પ્રભાવશાળી બનાવ્યું છે.

ગુજરાત કેટલીયે લાક્ષણિકતાથી ગર્વનું અધિકારી છે એના સંસ્કારો દુનીયાની બીજી પ્રજાઓથી નિરાળા જ છેઃ કારણ કે કલા-સંસ્કાર, વેપાર વાણિજ્ય, હુન્નર-ઉદ્યોગ સર્વ ક્ષેત્રોમાં પોતાનાં વ્યક્તિત્વનો પ્રભાવ પાડનારી વ્યક્તિઓ તેણે સર્જી છે, તેથીજ "જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, સદાકાળ ત્યાં ત્યાં ગુજરાત" એ કવિ ખબરદારની પંક્તિને સત્ય ઠેરવતા સુપ્રીમના સુત્રધાર શ્રીયુત ચુનીભાઈ ગુજરાતના ગૌરવશીલ સંસ્કાર વારસાને આવી યોજનાદ્રષ્ટિની તેજસ્વિતાથી આગળ બઢાવી રહ્યા છે. એમની દોરવણી નીચે વિકાસ સાધતા તેમના બાહોશ પુત્ર રજનીકાન્ત દેસાઈ પણ ગુજરાતના સંસ્કારને ઝળહળતો બનાવે તે રીતે સુપ્રીમના ચિત્રસર્જનની તથા વિતરણની પ્રવૃત્તિમાં સક્રિય રસ લઈ રહ્યા છે.

આવા સમર્થ પુરૂષની ઉજળી કારકીર્દિનુ આ ટુંકું રેખાચિત્ર પણ અનેક ગુજરાતી યુવકોને પ્રેરક નીવડશે તો આ પ્રયાસ સાર્થક થયો લેખાશે.

શ્રીમાન પ્રાણલાલ બી. ઝવેરી



ફીલ્મ પ્રોડ્યુસર અને એક્ઝીબીટર શ્રી પ્રાણલાલ બી. ઝવેરીએ આત્મશ્રદ્ધા અને આત્મબળથી હિંદના સીને ઉદ્યોગમાં પોતાનું નામ મક્કમ કર્યું છે.

સતત મહેનત અને આત્મશ્રદ્ધાથી પ્રત્યેક કાર્યમાં સફળતા મેળવાય છે સીનેમાં સારામાં સારી ખ્યાતિ પામનાર

જાણીતા પ્રોડ્યુસર શ્રી પ્રાણલાલભાઈ ઝવેરીનું જીવન એનો પ્રત્યક્ષ પુરાવો છે. આજે શ્રી. ઝવેરીએ પોતાના નામને સીનેમા ક્ષેત્રમાં ગાજતું કર્યું છે, તેનું મુખ્ય કારણ તેમની જાત મહેનત અને આત્મશ્રદ્ધા છે, એની કોણ ના પાડી શકશે?

એક દિવસ એવો હતો કે શ્રી. ઝવેરી એક કારખાનામાં ટુંકા પગારે નોકરી બજાવતા હતા, છતાં એ નોકરીમાં પણ તેમની બુધ્ધિના ચમકારા અને મહેનત તેમને આગળ આવવાની આગાહી આપતા હતા. એ નોકરીમાંથીજ એકાએક તેમને સ્વતંત્ર રીતે પબ્લીસીટીના ક્ષેત્રમાં ઝુકાવવાની પ્રેરણાથી તેમણે જાહેરાતની દુનીયામાં પ્રવેશ કર્યો.

આ પબ્લીસીટીના કામની શરૂઆત તેમણે નાને પાયે શરૂ કરી. થોડાક બોર્ડ અને થોડીક લોરીઓ સાથે શરૂ કરેલો આ ધંધો તેમની આવડત, કુનેહ અને ગ્રાહકોને રાજી રાખવાની કળાથી ટુંક સમયમાજ સારી રીતે જામી ગયો ધીમે ધીમે એ સ્થિતિ આવી કે સીનેમા જગતમા કોઈ પણ ચીત્રની પબ્લીસીટી કરવી હોય કે તુરતજ "ઝવેરી"નુ નામ સહુ કોઈને યાદ આવતું અને શ્રી. ઝવેરી પણ એ કામને ઝડપભેર પહોંચી વળતા. એ રીતે જાહેરાતના કામમા સીનેમાની દુનીયાનો સંપુર્ણ વિશ્વાસ સપાદન કરી લીધો.

સુપરવીઝન નીચે બહાર પાડયું. આ રમુજી ચીત્રને સારો આવકાર મળ્યો

ત્યાર પછી તો તેમની પ્રવૃત્તિ ખુબજ વધી ગઈ. એક બાજુ તેમનુ એડવરટાઈઝીંગ બ્યુરોનુ કામકાજ જોશભેર આગળ વધતું હતું. તેજ અરસામા જાણીતા સોદાગર શ્રી માણેકલાલ ચુનીલાલનો સહકાર તેમને સાંપડી ગયો, અને શ્રી ઝવેરીએ કીર્તી પીકચર્સની સ્થાપના કરી પ્રથમ ચિત્ર "માતા" બહાર આવ્યું. આ ચિત્રને સારો આવકાર મળ્યો ત્યાર પછી ભરત, આશીર્વાદ અને રાહત વિગેરે ચીત્રો કીર્તી પીકચર્સે તૈયાર કર્યાં. હજી પણ આ કુ. સારા ચીત્રો તૈયાર કરવાની ઉમેદ ધરાવતી પોતાનું કામકાજ મક્કમ ગતીએ આગળ ચલાવી રહેલ છે.

કીર્તિ પીકચર્સની સાથેજ તેમણે પોતાના પુત્ર "નવીન"ના નામ પરથી "નવીન પીકચર્સ"ની સ્થાપના કરી આ નવીન પીકચર્સે મોટા મોટા ચીત્રો ઉતારવાનુંજ ધ્યેય રાખેલ છે આ કુ. પ્રથમ ચીત્રથીજ સિનેમા રસીકોની માનીતી બની છે નવીન પીકચર્સે પ્રથમ ચિત્ર દોસ્ત રજુ કર્યું. દિગ્દર્શક શૌકતહુસેનનુ આ ચિત્ર સારાયે હિંદમા જ્યા જ્યા રજુઆત પામ્યુ છે. ત્યા ત્યા ખુબજ સફળતા મેળવી શકયું છે બીજુ પૌરાણીક ચીત્ર "પરશુરામ" પણ એટલીજ લોકપ્રિયતા મેળવતુ જાય છે આ ઉપરાત હવે પછીના કાર્યક્રમમા સમ્રાટ અશોક અને મેઘદુત વિગેરે ભવ્ય ચીત્રો બનાવવા તનતોડ પ્રયાસ ચાલુ છે

આ ચિત્રોત્પાદન સાથેજ શ્રી. ઝવેરીએ ડીસ્ટ્રીબ્યુટીંગ ક્ષેત્રમા પણ ઝુકાવ્યુ છે અને ગોંડલના શ્રી. જયંતીલાલ

ઉત્તમચંદ ઝાટકીયાના સહકાર સાથે તેમણે ખાસ કચ્છ કાઠીયાવાડ માટે શ્રી. વિક્રમ ફિલ્મ સર્કીટની સ્થાપના કરી છે. આ સંસ્થા માટે તેમણે અનેક જાણીતી ફીલ્મ કુંપનીઓના ચિત્રો કચ્છ કાઠીયાવાડ માટે પોતાના હસ્તક મેળવી લીધા છે. આ સંસ્થાને સીને સર્કલમાં સુપ્રસિધ્ધ રણજીત કું. વાળા શ્રી. ચંદુલાલ શાહનો હાર્દિક સાથ અને સહકાર સાંપડેલ છે.

તાજેતરમાં શ્રી ઝવેરીએ સુપ્રીમવાળા શેઠ શ્રી. ચુનીભાઈ અને ગોંડલના શ્રી. ઝાટકીયાના સહકારથી રાજકોટમાં આવેલ "ગેમફોર્ડ ટોકીઝ" નામનું સીનેમા પણ રાખેલ છે.

ઉપરાંતમાં મોરબી સીનેમા ગૃહ પણ હાથ કરેલ છે. એ રીતે કાઠીયાવાડના મુખ્ય મુખ્ય શહેરોમાં અન્ય સીનેગૃહો પણ પોતાના સંચાલન તળે લઈ કાઠીયાવાડની સીને રસીક જનતા જે સારા પીકચરોને માટે વર્ષો સુધી રાહજોતી રહે છે તે દૂર કરવાની શ્રી. ઝવેરીની મહેચ્છા છે.

છે. પોતાના કીર્તી અને નવિન પીકચર્સના નામને અમર બનાવવા તેઓ તનતોડ જહેમત ઉઠાવતા જણાય છે. ઉપરાંત મોટા પાયા પર લીમીટેડ સસ્થા સ્થાપવાની પણ તેઓ વીચારણામા છે તેઓ પોતે સાહસિક નર હોઈ કોઈપણ ક્ષેત્રમાં ઝુકાવી સફળતા મેળવવાની શકિત ધરાવે છે.

સામાજીક દ્રષ્ટીએ જોતાં તેઓ સેવાભાવી તથા મીલનસાર છે. પોતાના ધધામા ઘણા ગુંથવાયેલા રહે છે છતા પોતાના સગા સબધીઓને મદદ કરવામા પાછી પાની કરતા નથી તેઓ ઘણાને છુપી મદદ કરે છે જે કોઈ જાણી શકતું નથી. સામાજીક તથા ધર્માદાના ફાળા તેઓ પાછા ઠેલતા નથી

અમે શ્રી. ઝવેરીને તેમની પ્રગતી માટે અભિનદન આપીયે છીએ અને તેમની ભાવિ પ્રવૃત્તિ માટે શુભેચ્છા ધનવીયે છીએ

જન્મ સને ૧૮૯૪ ના એપ્રીલ માસની ૯ મી તારીખે સુરત જીલ્લામા આવેલા ઓલપાડ તાલુકાના મરસ ગામમા થયો હતા તેમના પીતાશ્રી કાઠીયાવાડના જુદા જુદા ગામોમાં બ્રીટીશ સરકાર તરફથી મેનેજર તરીકે કામ કરતા હતા જેથી શ્રી મહેતાએ પ્રાથમીક કેળવણી કાઠીયાવાડમા લીધી હતી. પ્રાથમીક કેળવણી લીધા બાદ તેઓ રગુન ગયા હતા પોતાના જીવનમાં અનેક જાતની' લીલી સુકીને કડવા અનુભવ કરી પોતાની પ્રવૃત્તિને આગળ ને આગળ ધપાવે રાખી પોતાની કારકીર્દીને અતિ ઉજ્વળ બનાવી છે તેઓએ પ્રથમ શરૂઆત સને ૧૯૧૨ મા રગુન મુકામે રાયલ સીનેમા ડી પારીસમા જોડાયા બાદ અને ૧૯૧૯ મા ઓરીએન્ટ ફીલ્મ સરવીસના નામથી કરી ચારી ખ્યાતિ પામેલી ઇગ્રેજી સંસ્થાઓના ચિત્રો ચલાવી પોતાની સસ્થાની જમાવટ કરી સને ૧૯૨૩ ના ડીસેમ્બર માસમા રગુન છોડી શ્રી મહેતાએ મુબઇ આવી સને ૧૯૨૪મા પોતાની

ખેડવા મેદાને પડ્યા અને અંબિકા મુવીટોનની સ્થાપના કરી જેમાં ડોલતી નૈયા, અંબરીષ જેવા સુંદર ચિત્રો તૈયાર કરી જનતા સમક્ષ રજુ કરી સીનેમા ઉદ્યોગમાં ઝમક લાવી એક પ્રોડ્યુસર તરીકેની સારી કીર્તિ સંપાદન કરી. આ સાહસોમાં શ્રી મહેતાએ ઘણી લીલી સુકી જોઇ નાખી હોવા છતાં જરા પણ હીંમત હાર્યા વગર અને ૧૯૩૫ માં ગેયલ ફીલ્મ સરકીટ નામની સંસ્થાની સ્થાપના કરી.

ગણત્રી બાજીથી ધંધાના વિકાસની યોજના ઘડવા માંડી પ્રથમ શરૂઆતે પેરેમાઉન્ટ મુવીટોનના સુંદર ચીત્રો ગુરૂ ઘંટાલ, અને સિંહલદ્વીપની સુંદરી સારી કીમતે ખરીદી લઇ પોતાની નવી સંસ્થાની શુભ શરૂઆત કરી ઉભય ચિત્રોએ *શ્રી. મહેતાને કલદાર અને કીર્તિ બેઉ અપાવ્યા* અને તેવણે ત્યારબાદ ઝુંબેશ ઉઠાવી એક પછી એક ચિત્રોની એજન્સી મેળવવાના પ્રયાસો આદર્યા.

રોયલને ટ્રેડમાર્ક દ્રષ્ટીએ ચઢતો ત્યારે જનતાના હૃદયમાં રોયલના ચિત્ર જોવાને કુતુહલતા પેદા થતી અને અવશ્ય એ ટ્રેડ માર્કવાળા ચિત્રો ઉંચ કુટુંબો પણ જોવાને ચુકતા નહીં, એ રીતે રોયલના જબ્બર પ્રચારે મારાયે હિન્દમાંથી શ્રી. મહેતાને સુયશની કલગી પહેરાવવામા બાકી રાખી નહી.

દીવસે દીવસે શ્રી મહેતાએ એક પછી એક સાહસ ખેડવા માંડયા. બોમ્બે ટોકીઝના બંધનથી લઇ કીસ્મત સુધીના ચીત્રોની એજન્સી મેળવી લઈ એ ઘડી ચિત્ર ઉદ્યોગમાં અજાયબીનુ વાતાવરણ ખડું કરી દીધું હતું. શ્રી. મહેતાની કુનેહબાજીથી એ ચીત્રોથી જબ્બર સફળતા મેળવી બોમ્બે ટોકીઝની સંસ્થામાં આનંદનો પ્રવાહ વહેતો મુકી પોતાની રોયલ સસ્થાને ઉચ્ચ કક્ષાએ મુકી દીધી.

આજે હિન્દ ભરમાં રોયલ તથા શ્રી. વી. આર. મહેતાના નામ અને તેમની કાર્ય કુશળતાથી કોઈપણ અપરિચિત નથીજ અને શ્રી. સીને જગતમાં સર્વની તેમના તરફ ચાહના છે.

તેઓ ઘણા સરલ સ્વભાવી તથા મીલનસાર છે. તેઓની સખાવત પણ ઘણી છે પણ તે એટલી બધી છુપી રાખે છે કે ભાગ્યેજ કોઇ જાણી શકે. ઇશ્વર તેમના ધંધામાં વધારે ને વધારે સફળતા અર્પે.

ધંધો કરતા હતા જેથી તેઓએ ત્યાંજ વસવાટ કર્યો હતો.

શ્રીયુત પ્રેમચંદભાઇએ મુંબઇની હાઇસ્કુલમાં મેટ્રીક સુધી અભ્યાસ કર્યો.

તેમણે જીવનની શરૂઆત સને ૧૬૦૦ થી કરી. શરૂમાં છ સાત વરસ સુધી મુંબઇની સ્પીનીંગ વીવીંગ મિલોમાં અનુભવ લીધો. તેમ કરવાનું કારણ, તેમના વડીલ બંધુ શ્રી. જમનાદાસભાઇએ "જમનાદાસ ચત્રભુજ એન્ડ બ્રધર્સના નામથી સને ૧૮૯૮ માં મીલસ્ટોર સપ્લાયનો ધંધો શરૂ કરેલ હતો તેને પ્રગતિશીલ બનાવી શકાય. મિલ-ઉદ્યોગને લગતો પુરતો અનુભવ લીધા બાદ પોતાના સ્વતંત્ર ધંધામાં જોડાઈ ગયા. સને ૧૯૧૮ થી મીલ સ્ટોરની સાથે જીનીંગ મશીનરી સ્ટોરના ધંધાનો ઉમેરો કરી મોટા પાયા પર કામકાજ શરૂ કર્યું અબ્દુલ રહેમાન તથા નાગદેવી સ્ટ્રીટમાં દુકાન ખોલી તેનો ભવ્ય વિકાસ કર્યો. મજકુર લાઇન સાથે તેઓશ્રી એ ગ્રેફાઇટ અથવા પ્લંબેગોની સ્પેશીયલ લાઇન શરૂ કરી તેનુ રીફાઇનીંગનું કારખાનું ચાલુ કર્યું જે આજ પર્યંત ચાલુ છે. આજે મુંબઈમાં ગ્રેફાઇટના ધંધામાં આગળ પડતા વ્યાપારી તરીકે તેમની ગણના થાય છે. આ ધંધાની લાઇનમાં સહકારથી સંગીન કાર્ય થાય એ માટે આ બુદ્ધિશાળી ઉદ્યોગપતિએ ધંધાની પ્રગતિ માટે અનેક વેપારી બંધુઓનો સાથ લઇને "મિલ જીન સ્ટોર અને મશીનરી મરચન્ટ એસોશીયેશનની સ્થાપના કરી હતી. તેની સ્થાપનાથી પાંચ વરસ સુધી શ્રીયુત પ્રેમચંદભાઈ પ્રમુખ તરીકે ચાલુ રહી તેમની બાહોશી અને કર્તવ્યનિષ્ટાથી ધંધામાં મહાન વિકાસ સાધ્યો.

ઉપરાંત તેઓ મુંબઇ ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર ઓફ કોમર્સમાં સભ્ય છે, ઓલ ઈન્ડીયા મેન્યુફેકચરર્સ ઓરગેનીઝેશનના આજીવન સભ્ય છે.

તેઓ ધી મેલીએબલ સ્ટીલ કાસ્ટીંગ કુાં. લી, ધી બોમ્બે પોટરી એન્ડ ટાઇલ્સ લીમીટેડ, ધી ઇન્ડીયન સ્ટોક એક્સચેંજ લીમીટેડ અને ધી આનંદ ઈન્સ્યુરંન્સ કુાં. લી ના ડાઇરેકટર છે.

સર ચુનિલાલ ભાઈચંદ મહેતા ટ્રસ્ટ, સર ચુનિલાલ ભાઇચંદ મહેતા વેલફેર ટ્રસ્ટ, શ્રી રાજકોરબાઇ ભગવાન કથા તડ ??? (દશા શ્રીમાળી વણિક જ્ઞાતિ)ના ટ્રસ્ટી તરીકે તેમજ પ્રતિનિધિ તરીકે, ધી ઈન્ડીયન સ્ટોક એકસચેન્જ તરફથી ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર ઓફ કોમર્સ અને ફેડરેશન ઓફ ઇન્ડીયન ચેમ્બર્સ ઓફ કોમર્સ એન્ડ ઇન્ડસ્ટ્રીઝ દિલ્હીની સંસ્થાઓમાં ઉત્સાહ પુર્વક ભાગ લીયે છે

### શ્રીમાન શેઠ વિજયસિંહ ગોવિંદજી



બે ત્રણ દાયકા પૂર્વે ભાટિયા જ્ઞાતી આપણા દેશના વ્યાપાર ઉદ્યોગમા બહુજ આગળ પડતી અને આગળ ગણાતી આજે પણ એ કોમમા કેટલાક વ્યાપાર નિષ્ણાતો પડયા છે, એમાના એક શેઠ વિજયસિંહ ગોવિંદજી છે

અદ્દભૂત કાર્યશક્તિ અને દીર્ઘદ્રષ્ટીથી આગળ આવનાર શેઠ વિજયસિંહનો જન્મ સને ૧૮૯૫ના જુન માસની ૧૯મી તારીખના શુભ દિવસે મુબઈમા થયો હતો

મેટ્રીકનો અભ્યાસ કર્યા બાદ તેઓ વીમાના વ્યવસાયમાં જાવા સી ફાયર એન્ડ જનરલ ઈન્સ્યુરન્સ કંપનીમાં સાધારણ દરજ્જાથી જોડાયા. પરીશ્રમ, ઉંડો અભ્યાસ અને એ કુંના અંગ્રેજ મૅનેજરની દોરવણીથી એમને વિમા લાઈનનો બહુ સારો અભ્યાસ થયો. એમને આ લાઈનમાં બહુજ રસ પડવા લાગ્યો.

શેઠ વિજયસિંહના પિતામહના વખતમાં તેઓનું કુટુંબ ગર્ભશ્રીમંત લેખાતું હતું. મસ્કત અને આફ્રીકા જોડે એમનો બ્હોળો વ્યાપાર હતો. પાછળથી ધંધામાં ખોટ આવતાં એ કુટુંબ સાવ સાધારણ સ્થિતીમાં મુકાયું, એમના પિતા શેઠ ગોવીંદજી જુનવાણી વિચારો અને પ્રથાઓના સમયમાં જ્ઞાતીમાં એક અગ્રગણ્ય સમાજ સુધારક લેખાતા હતા. એવા નીડર પિતાના નખીરા શેઠ વિજયસિંહ પોતાના જાતબળથી આજે વીમા અને વહાણવટાના ક્ષેત્રમાં ઉંચ્ચ કક્ષાએ પહોંચ્યા છે.

ઇન્ડીયન ગ્લોબ ઈન્સ્યુરન્સ કુા. લીમીટેડની સ્થાપ્ના કરી પુરી કરી. આજે આ કમ્પનીએ વીમાનાં દરેક ક્ષેત્રમાં ઝુકાવ્યું છે અને એક અગ્રગણ્ય દે ।। કંપની લેખાય છે.

તેમના વડીલો બ્હાણવટીઓ હતા અને વડીલોના ક્ષેત્રના પણ વિકસીત રીતે પડવાનુ એમનું સ્વપ્ન પણ એમણે સને ૧૯૪૨ માં પુરૂ કર્યું. એ વર્ષે એમણે શ્રી અંબીકા સ્ટીમ નેવીગેશન કુા લીમીટેડની સ્થાપ્ના કરી. આ બંને સંસ્થાઓ એમના પ્રબળ પુરૂષાર્થનો નમુનો છે.

શેઠ વિજયસિંહ ધધા ઉપરાંત જાહેર જીવનમાં પણ બહુ રસ લે છે. તે મો એમની કોમની લગભગ દરેક સંસ્થા ઓમાં આગેવાની ભર્યો ભાગ લે છે ભાટીયા વોલંટીયર કોરની સ્થાપ્ના એમને હાથેજ થઇ છે તેઓ એ સંસ્થાના વર્ષો સુધી કેપ્ટન હતા. યુવાન વયે એમણે મીલીટરી ટ્રેઈનીંગ લીધી છે અને શીસ્તમા માનનારા છે. કેટલાક ટસ્ટોના તેઓ ટસ્ટી છે.

હોમરૂલ ચળવળમા તેઓ આગેવાની ભર્યો ભાગ લેતા હતા પણ પાછળથી માત્ર ધંધાદારી જીવનનેજ એમણે દ્દષ્ટી બીંદુ બનાવ્યુ.

આટલા વ્યવસાયી હોવા છતાંએ તેઓ પોતાના મિત્ર વર્ગને અને સગા સ્નેહીઓને ભુલતા નથી. કેટલીએ વ્યક્તિ ઓનો એમણે હાથ ઝાલ્યો છે. તેઓ પ્રસિદ્ધીથી દુર ભાગે છે. એમની પાસે યાચના માટે જતી વ્યક્તિ ખાલી હાથે ફરતીજ નથી.

યુવાવસ્થામાં તો શહેરના સામાજીક જીવનમાં ઘણીએ સેવા બજાવી છે. હિંદુ મુસલમાન હુલ્લડો વખતે રાત અને દીવસે તેઓ ગંભીર કેસોમાં ઉભાજ હોય. જોખમી વિસ્તારોમાં જાનના જોખમે ફરી પોતાના ભાઈ બ્હેનોને બચાવવા એમાં એમને અનેરો આનંદ આવતો. છેક પચાસ વર્ષની પ્રૌઢ વયે તેઓએ મુંબઈ શહેરમાં થયેલા ધડાકા (Explosion) વખતે બહુજ સુંદર સેવા બજાવી છે.

અને ૧૯૩૪માં વ્યવસાય અંગે તેઓ સહકુટુંબ યુરોપના પ્રવાસે ગયા હતા અને ત્યાંથી બહુજ બહોળો અનુભવ મેળવ્યો છે

તેઓ મુંબઈની ઈન્ડીયન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીમાં તેમજ ઈન્ડીયન ઇન્સ્યુરન્સ કમીટીના વર્ષોથી સભ્ય છે, તેમજ શહેરમાં સ્થપાતી લગભગ દરેક (Emergency) કમીટીના સભ્ય તરીકે એમણે સેવા બજાવી છે. પોતાથી બનતી સેવા બજાવવી એ એમનો જીવનમંત્ર છે.

નવપલ્લાવત કરી માનવ દેહોના કલ્યાણ માટે, કાયચિકિત્સા, વાજીકરણ, રસાયન ઇત્યાદી અંગોમાં વિભકત કરેલ છે, વિવિધ પ્રકારની ઔષધિઓના ઉપચારો ત સાબીતીથી સૌ કોઈને આત્મ સંતોષ મળે છે.

મધ્યકાલિન માનવીઓને આયુર્વેદમાં મળેલી સફળતા જોઈ, પશ્ચિમના વિદ્વાનોને પણ પોતાના શસ્ત્રકર્મની સાથે સરખામણી કરતાં આયુર્વેદની પ્રગતિ પર પ્રસંશાના પુષ્પો ચડાવે છે, એવા આયુર્વેદીક લોક કલ્યાણના વ્યવસાયની વાટે વિચરતા થયા, આયુર્વેદ શાસ્ત્રના અભ્યાસનો આ યોગીરાજની સીધી દેખરેખ તળે આરંભ કર્યો.

જીવનમાં પુરૂષાર્થની અજોડ મહત્તા સિદ્ધ કરનાર ગજ વૈદ્યની કાર્યદક્ષતા ભવિષ્ય માટે ઉન્નત આશાઓ આપી રહી હતી. ૧૯૯૪મા મુંબઈ આવી અન્ય મિત્રોના સહકારથી પોતાના વ્યવસાયની ખીલવણીનો ભવ્ય પ્રયાસ આદર્યો, ધગશભર્યા સ્વભાવે અનેક મુશ્કેલીઓનો સામનો કરી સંવત ૧૯૯૫ માં રસશાળા ઔષધાલય નામનુ દવાખાનુ શરૂ કર્યું.

રાવસાહેબ શેઠ વગનજી ખીમજી સાથે રાવસાહેબ પુરૂષોતમદાસભાઇની મૈત્રીને કારણે પરિચય વધ્યો. રાવસાહેબ સ્વભાવે ભારે જક્કડ છતાં, પરોપકારી તો હતા જ, એટલે આ રસશાળા સંબંધે ચર્ચા થતાં મદદ આપવા કહ્યું. એટલું જ નહિ પણ સક્રિય રીતે તેઓ જાતે આ કાર્યમા રસ લેતા થયા. પોતાના જ માલીકીના દાદર ખાતે આવેલા મકાનમાં જુદી જુદી જાતની ઔષધો તૈયાર કરવા વ્યવસ્થા કરી આપી. આ શાસ્ત્રોકત ઔષધાશ્રમને પગભર કરવા પોતાની ઇચ્છા

પ્રદર્શિત કરતાં રૂા બે લાખ જેટલી રકમ આ કાર્ય માટે રોકવા યોજના કરી રસાયનશ્રી બાલાશંકર ગાબાભાઇની નીમણુંક કરવામાં આવી,

વિક્રમ સવંત ૧૯૬૧ માં 'રત્ન સમુચ્ચય' નામના રસાયન શાસ્ત્ર શાસ્ત્રોના ગહન ગ્રંથનું ભાષાંતર કરી મુળ શ્લોકો સહીત ગુજરાતીમાં પ્રગટ કર્યો. આ પુસ્તકનું કદ આઠમો પાનાનું યોજવામાં આવ્યું છે. આ કાર્યશકિતથી વૈદ્યરાજની વિખ્યાતી વધી અને મુંબાઇ વૈદ્યરાજને માનની દ્રષ્ટિએ જેવા લાગ્યું ! આ સમયે જ વૈદ્યરાજની શારીરીક વ્યાધી વધી માંદગીને બિછાને પટકાય પડયા, એ કારણે રાજવૈદે મુંબઇનો ત્યાગ કર્યો.

રાયબહાદુર સાથે ચણેલા આશાના મીનારા ઘડિના છઠ્ઠા ભાગમા ભસ્મીભૂત થઇ ગયા. કુદરતને એ મંજુર ન હોવાથી શેઠની સલાહ અનુસાર શ્રી જીવરામભાઇ પોતાના માદરવતન મેવાસામા આવ્યા, અને નિવાસસ્થાન કાયમ માટે ત્યાજ રાખ્યું. બેઠે બેઠે એક એક દિવસ એક એક વર્ષ જેવડો લાગ્યો એટલે કઇક પ્રવૃતિ કરવા વૈદ્યરાજનું બંડખોર માનસ કંઇક વેદક ગ્રંથના કરતું હતું. એમણે ફકત રૂા. ૪૦ જેટલા રુપિયાની ટુકી મુડીમાજ પોતાની રશશાળાની શરૂઆત કરી અને પોતાનો વૈદકીય વ્યવસાય શરૂ કર્યો આૈષધીઓના ઉપચારે લોકો તાજું જીવન મેળવવા લાગ્યા. દવાઓ અસર કારક જણાતાં રોજબરોજ દર્દીઓની સંખ્યામાં વધારો થતો ગયો અને આજુ બાજુમા પોતાની નામના વધવા લાગી

મેવાસામા આ વ્યવસાય ખુબજ પ્રગતિ સાધી શકયે! હોવાથી ભાગ્યદેવીને રીજવવા હવે કંઇક નવિન સાહસ કરવા

નક્કી કર્યું. ભેવાગાની રસશાળામાં સંકડાશ પડતા તેઓએ પોતાના જાણીતા શહેર ગોંડળમાં વસવાટ કરવા નક્કી કર્યુ, અને આ નિર્ણયની જો કોઈને જાણ કરાય, આમ્ય જનતાને આ વાતનો ખરેખર શોક થયો કારણ કે, એવા ભાવનાથી જે કાર્ય ગામડામા કરવાનાં આવે છે તે બંધ થઈ જશે એ કલ્પનાજ આમ જનતાના હૈડાં હચમચાવી મુકતી. દરિદ્ર નારાયણનો આત્મા કંપાયમાન બનતો, પણ વિધિને માન્ય હતુ તો ગોડલ જવા પ્રયાણ કર્યું.

કર્મ નિષ્ઠતા અને કાર્ય ક્ષત થી કાઠિયાવાડમાં આયુર્વેદની આલમમા અનોખી છટાથી જનતા સમક્ષ પોતાની કાર્ય શકિતનો પરિચય કરાવવા તેમણે સંવત ૧૯૮૫માં નાની એવી સૌરાષ્ટ્રના સુરાજ્ય ગોડલ સમા પ્રગતિશીલ રાજ્યમા વ્યવસાય કરવા વિચાર્યું એ એમની મનોકામના દૈવ યોગે બળ આવી, ભેવામાથી બે ગાડા જોડી ગોડલને માર્ગે પ્રયાણ કર્યુ

વિજળિક વેગે વિચારોની ઘટમાળ અવિરત ચાલુ હતી વાત વાતમા ગોડલ આવી ગયુ. ગોડલને ગોદરેજ, તેમનાં ભાગ્યદેવી કેમ જાણે પ્રસન્ન થયા હોય, એમ અહિ ધમડી લાવ્યાં પ્રથમ પ્રસ ગે મંગળાચરણમાજ શસ્ત્રસજ્જ શુરવીરોના હાથમા નગ્ન તલવાર, થનગનતા ઘોડલા પર શોભતી હતી, આગળ ગોડલના મહારાજા સાહેબના રથના અસ્વારોના ડાબલાની કડબડાટી બોલતી કર્ણગૌચર થતી. એવાં અજોડ શુભ શુકને ગોડલમાં પ્રવેશ કરી 'રસશાળા ઔષધાશ્રમની શરૂઆત કરી.

પ્રખર બુદ્ધિ મનના પરિણામે રાજસ્થાનોની દુનિયામાં ઉચ્ચ આસન આજે દિપાવતાં વૈદ્યરાજ જીવરામભાઈની રસશાળાએ દિનપ્રતિદિન પ્રગતિ કરવા માંડી વૈદ્યરાજની કાર્ય-શકિત માટે ગોંડલ નરેશ પાસે ઉચ્ચો મત ઉચ્ચાર્યો, એટલે નામદાર મહારાજા સાહેબે શ્રી જીવરામભાઈનો પરિચય સાધ્યો. વાર્તાલાપોના પરિણામે મહારાજા સાહેબે પ્રખર વિદ્વાન માટે ઉચ્ચ મત બંધાવ્યો જેથી પોતાની જન્મજયંતિ પ્રસંગે તા ૨૪મી ઓકટોબર ૧૯૧૬ના રોજ ગોંડલના રાજ્ય આદેશમાં ઘણાં આદર્શ શબ્દોમાં પોતાના રાજ્યના રાજવૈદ્ય સ્થાપ્યા, તે વખતે જનતાના આનંદનો પાર રહ્યો નહિ.

રાજવૈદ્યને અભિનંદન આપવા ગોંડલની હિન્દુ મુસ્લીમ જનતાએ હજુરશ્રીના રહસ્ય મંત્રી પદે બીરાજતા શ્રી. પ્રાણશંકરભાઈ જોષી સાહેબના પ્રમુખપદે એક મેળાવડાની યોજના કરી આ સાર્વજનિક સભામાં ગંજાવર માનવ મેદની ઉમટી હતી, પ્રસંગોપાત જુદા જુદા વકતાઓએ વ્યાસ પીઠ પરથી પોતાનો આનંદ વ્યકત કર્યો હતો, આ પ્રસંગે વૈદ્યરાજે પણ આર્યુવેદની આવશ્યકતા પર મનનિય ભાષણ કર્યું હતું. જગતના મોટા ભાગમાંથી અનેક અભિનંદનો વર્ષાવતા સંદેશાઓ આવ્યા હતા.

અદભુત કાર્ય શકિતથી ઉન્નતિની પ્રબળ ઝંખનાએ સ્વતંત્ર અરસામાં તેઓને મળતી સફળતાઓ અજોડ છે, સંશોધન પોતાની પ્રગતિ સાથે તેમના આદ્ય આશ્રયદાતાનું ઉચ્ચ સ્થાન અને સંસ્કૃતિનો ઉચ્ચ અભ્યાસ ધરાવતી ભારતીમાતાની પ્રતિષ્ઠા વધારી છે.

ભારતવર્ષમાં સૌરાષ્ટ્ર સમા પુણ્યપ્રદેશના ગોંડલનાં એક ખુણામાં એવી સાહિત્યસેવાના પરિણામે જગતભરના વિદ્વાનોની પ્રસંશા શ્રી જીવરામભાઈએ મેળવી છે

પ્રવૃત્તિમાં સિદ્ધ હસ્ત ગણાતા રાજવૈદે વૈદક, વ્યાકરણ જ્યોતિષ, કાવ્ય, ધર્મશાસ્ત્ર વિગેરેને લગતાં સંખ્યાબંધ પુસ્તકો રચી તેજ ભર્યા જીવનનો ચમકાર પ્રસરાવ્યો એ કારણે રાજકોટ રાજ્યે ૧૯૪૩મા પોતાના રાજવૈદ તરીકે તેઓશ્રીને અપનાવ્યા, અનેકવિધ અસાધ્ય રોગોને જડમુળથી નિવારી રાજવૈદે આયુર્વેદની મહત્તા સિદ્ધ કરી આપી છે

નાનકડી રસશાળા આજે વિરાટ વિસ્તારમાં વિકસવા પામી હોઇ અનેક વિભાગોથી વિભુષિત બની છે પહોળા વિસ્તારમાં સુસજ્જ રીતે યાંત્રિક બળે ચાલતાં કારખાના છાપખાનું, ગ્રંથભંડાર, વિદ્યાલય, વિગેરે અનેક પ્રવૃત્તિઓની ગોંડલને આંગણે માનવ સેવા કરી રહી છે.

અનેક દેશોની આયુર્વેદ સંસ્થાઓએ રાજવૈદ શ્રી જીવરામભાઈની દોરવણી અને સહકારની હંમેશા અપેક્ષા

પ્રમુખ ચુંટાયા હતા, એ અજોડ કીર્તિનો વિજય ડંકો સારાયે ભારતવર્ષમાં ગગડી ગયો હતો.

પરદેશોમાં પણ રાજવૈદની પ્રશંસા ઓછી નથી. ઈટાલીમાં ચાલતી એક આયુર્વેદિક સંસ્થાએ રાજવૈદના નામને ઝકડી લીધું છે. તે સંસ્થાનું નામ 'રાજવૈદ જીવરામ કાલીદાસ શાસ્ત્રી વાંચનાલય રાખવામાં આવ્યું છે.

અમેરિકા, જર્મની, ઇટાલી, મેક્સિકોના વર્તમાનપત્રોમાં પણ કેટલીક વાર રાજવૈદના આયુર્વેદ જ્ઞાન માટે ઉલ્લેખ કરતા અહેવાલ પ્રગટ થયા છે.

રસશાળાને લગતાં કામકાજને બહોળું પ્રકાશન આપવામાં આવે છે. લેખો, વાંચન, મનન, સંશોધન ઈત્યાદી આકર્ષણોએ એ સંસ્થાને સુવિખ્યાત બનાવી છે.

ભારતવર્ષ પર પરદેશીઓની ચિકિત્સા શાસ્ત્રની નાગચુડનો લોખંડી સાણસો ભાસ લઈ રહ્યો છે, તેવા સમયે આયુર્વેદની મહત્તા વધારનાર રાજવૈદને અભિનંદન ઘટે છે.

હાલમા વૈદરાજ ઘણે ભાગે આયુર્વેદના અને બીજા સંસ્કૃત હસ્તલિખિત ગ્રન્થોનું સંશોધન અને બહાર રજવાડામા જવાઆવવામાં પ્રવૃત્ત રહે છે અને રસશાળાનો વહીવટ તેના પુત્ર વૈદ્ય મહાવિર તથા વૈદ્ય નાનાલાલ ચલાવે છે. જેઓએ ઉપયોગ પુરતો અંગ્રેજી અભ્યાસ કરી આયુર્વેદના ક્ષેત્રમાં સારૂં શિક્ષણ મેળવ્યુ છે

ભારતવર્ષમાં સૌરાષ્ટ્ર સમા પુણ્યપ્રદેશના ગોંડલનાં એક ખુણામાં બેસી સાહિત્યસેવાના પરિણામે જગતભરના વિદ્વાનોની પ્રશંસા શ્રી જીવરામભાઈએ મેળવી છે

પ્રવૃતિમાં સિદ્ધ હસ્ત ગણાતા રાજવૈદે વૈદક, વ્યાકરણ જ્યોતિષ, કાવ્ય, ધર્મશાસ્ત્ર વિગેરેને લગનાં સંખ્યાબંધ પુસ્તકો રચી તેજ ભર્યાં જીવનનો ચમકાર પ્રસરાવ્યો એ કારણે રાજકોટ રાજ્યે ૧૯૪૩માં પોતાના રાજ્વૈદ તરીકે તેઓશ્રીને અપનાવ્યા, અનેકવિધ અસાધ્ય રોગોને ઝડમુળથી નિવારી રાજવૈદે આયુર્વેદની મહત્તા સિદ્ધ કરી આપી છે.

નાનકડી રસશાળા આજે વિરાટ વિસ્તારમાં વિકસવા પામી હોઇ અનેક વિભાગોથી વિભુષિત બની છે. પહોળા વિસ્તારમાં સુસજ્જ રીતે યાંત્રિક બળે ચાલતાં કારખાનાં છાપખાનું, ગ્રંથભંડાર, વિદ્યાલય, વિગેરે અનેક પ્રવૃત્તિઓની ગોંડલને આંગણે માનવ સેવા કરી રહી છે.

અનેક દેશોની આયુર્વેદ સંસ્થાઓએ રાજવૈદ શ્રી. જીવરામભાઈની દોરવણી અને સહકારની હંમેશાં અપેક્ષા રાખી છે,

અખિલભારતીય આયુર્વેદિક અધિવેશનોના તેમજ બીજાં પ્રદર્શનો તરફથી આ સંસ્થાને સુવર્ણચંદ્રકો તેમની ઉચ્ચ શકિત પર આફરિન થઇ અર્પણ કરાયા છે.

જોધપુરમાં ભરાયેલી અખિલ હિંદ આયુર્વેદિક મહાસભાનાં અધિવેશનનું પ્રમુખપદ લેવા તેમના મિત્રો અને પ્રશંસકોની વિનંતિને માન આપતાં તેઓ તે મહાસભાના

પ્રમુખ ચુંટાયા હતા, એ અજોડ કીર્તિનો વિજય ડંકો આખાયે ભારતવર્ષમાં ગગડી ગયો હતો.

પરદેશોમાં પણ રાજવૈદની પ્રશંસા ઓછી નથી. ઈટાલીમાં ચાલતી એક આયુર્વેદિક સંસ્થાએ રાજવૈદના નામને ઝડપી લીધું છે. તે સંસ્થાનું નામ 'રાજવૈદ જીવરામ કાલીદાસ શાસ્ત્રી વાંચનાલય' રાખવામાં આવ્યું છે.

અમેરિકા, જર્મની, ઇટાલી, મેક્સિકોના વર્તમાનપત્રોમાં પણ કેટલીક વાર રાજવૈદના આયુર્વેદ જ્ઞાન માટે ઉલ્લેખ કરતા અહેવાલ પ્રગટ થયા છે.

રસશાળાને લગતાં કામકાજને બહોળું પ્રકાશન આપવામાં આવે છે. લેખો, વાંચન, મનન, સંશોધન ઈત્યાદી આકર્ષણોએ એ સંસ્થાને સુવિખ્યાત બનાવી છે.

ભારતવર્ષ પર પરદેશીઓની ચિકિત્સા શાસ્ત્રની નાગચુડનો લાખ ડી સાણસો ભીંસ લઈ રહ્યો છે, તેવા સમયે આયુર્વેદની મહત્તા વધારનાર રાજવૈદને અભિનંદન ઘટે છે.

હાલમાં વૈદરાજ ઘણે ભાગે આયુર્વેદના અને બીજા સંસ્કૃત હસ્તલિખિત ગ્રન્થોનું સંશોધન અને બહાર રજવાડામાં જવાઆવવામાં પ્રવૃત્ત રહે છે અને રસશાળાનો વહીવટ તેના પુત્ર વૈદ્ય મહાવિર તથા વૈદ્ય નાનાલાલ ચલાવે છે. જેઓએ ઉપયોગ પુરતો અંગ્રેજી અભ્યાસ કરી આયુર્વેદના ક્ષેત્રમાં સારૂં શિક્ષણ મેળવ્યુ છે

રાજ્ય મંત્રી રાવ સાહેબ શ્રી. શેઠ અભેચંદભાઈ ગીન્ધરભાઈ



અતિશયોક્તિ ભરી કે કાલ્પનિક આ કથાચીત્ર નથી ગરીબીમાંથી તવંગીરીના માર્ગ સુચક શ્રી અને ધીનો સુમેળ સાધનાર, કાર્ય કુશળતાનો બોધપાઠ શીખવનાર એક આડમીઠ વીરની આ સત્ય ઘટના છે અને તે વીરનુ નામ અભેચંદભાઈ

તેમનો જન્મ સંવત ૧૯૪૮ના અસાડ વદ ૮ના દીવસે કાઠીયાવાડમા આવેલા સુદામાપુરી એટલે કે પોરબંદરમા થએલો છે

એ વેળાએ તેમના પિતાશ્રિ ગિરધરલાલભાઈ એડનમાં નાનું કામકાજ કરતા હતા, જેથી માત્ર પાંચ વરસની બાલ્યાવસ્થામાં શ્રીયુત અભેચંદભાઈએ માતૃભૂમિનિ વંદના કરી પરદેશગમનના પંથે પડ્યા

બંદર હોદીદામાં પોતાની પેઢીના મેનેજરની પદવી તેમને અર્પી. તેમણે મેનેજર પદ સંભાળ્યું અને શોભાવ્યું. હોદીદાની વ્યાપારી આલમમાં અદ્ભૂત નામના જમાવી પેઢીની પ્રતિષ્ઠાનો વિજયધ્વજ આસમાનમાં ઉડતો કર્યો. અને ભવ્ય પ્રગતિ સાધી.

આ વેળાએજ યુરોપમાં યાદવાસ્થળીના પ્રથમ પગરણ મંડાયા. તુર્કીએ પણ તેમાં ઝંપલાવ્યું. પરિણામે બ્રીટીશ પ્રજાજન તરીકે શ્રીમાન શેઠશ્રી અભેચંદભાઇ યુદ્ધ કેદી બન્યા. લોહાયા, મનાખા, સન્ના આદી સ્થળોએ રખડપટ્ટી કરાવી. એ વખતે તેઓ એકલા કેદી નહોતા પણ બીજા ૩૦૦ માણસો તેમની સાથે હતા.

હોદીદામાં બ્રિટીશ રૈયતની માલ મીલ્કત જપ્ત કરવામાં આવી, તે વખતે શ્રીયુત અભેચંદભાઇએ પોતાની કાર્ય કુશળતા તેમજ દીર્ઘ દ્રષ્ટિથી મી. બીસેને હજારો રૂપીયાની ખોટમાંથી બચાવી લીધા. આથી મી. બીસેના મન ઉપર એમની કાર્ય કુશળતાની ઉંડી છાપ પડી અને નજર કેદની મુદતનો પુરો પગાર આપવા ઉપરાંત તેમને સારી બક્ષિસ આપી, તેમના કાર્યની તેમણે સારી કદર કરી.

ચારચાર વર્ષના કારમા કારાવાસ પછી વ્હાલા વતન આવ્યા.

હવે એ સાહસમૂર્તિની દ્રષ્ટી અનેક લલચામણી આશાઓ આપતી પરતંત્રતા સમાન નોકરીના કુંડાળામા થંભી નહી. સ્વતંત્રતા તેમના જીવનનું ધ્યેય બન્યું. સંવત ૧૯૭૬ના એ કાળમાં અન્ય ભાગીદારો સાથે એડનમાં "અભેચંદ ગીરધર એન્ડ કું"ને નામે કાપડ કરીયાણાના વેપારમાં મંગળાચરણ

કર્યું અનેક આગીધુટીવાળા પ્રસગો કાર્મેલીયત તેમજ કુનેહ બળે વિતાવી આખા અરબસ્તાનમા હિન્દી શાહ સોદાગરીનો વિજય વાવટો ફરકાવ્યો લોહીયા, પેરીમ અને હોદ્દા ખાતે વિશાળ શાખાઓ જમાવ્યા પછી શ્રીમાન શે૦શ્રીએ કામ રાનના ટાપુમા થાણુ જમાવ્યુ કામરાનમા કીર્તિડકા વગાડયા સરકારી બીલ્ડીગ કોન્ટ્રેકટનુ કાર્ય પણ તેમની પેઢીએ શરૂ કર્યું

મળતાવડો સ્વભાવ, નીતિનિપુણતા, સત્યપ્રિયતા અને હૃદયની ઉદારતા આ સદગુણો તેમના સાથીદાર બન્યા કામરાન જેવા દુરના અજાણ્યા દેશમા પણ પ્રજાવર્ગ તેમજ અમલ દારોનો ચાહ મેળવવા તેઓ ભાગ્યશાળી બન્યા સરલ વ્ય વહાર, તેમની પ્રમાણીકતા, સાદાઇ ભર્યું વર્તન અને કામની ચોકસાઇને લીધે ત્યાના કર્મચારીઓ તેમજ કામરાન ટાપુના ગવર્નર તથા એડમીનીસ્ટ્રેટર કેપ્ટન જી વી લ્વકામ વીગેરેને પણ તેમના માટે એવુ સન્માન પેદા થયુ કે જેને અગે તેમણે ભારે જવાબદારી ભર્યા કન્ટ્રાકટો ખુશી થઇને શ્રાયુત અભેચદભાઇને આપ્યા

શ્રી ખીસેને ત્યા કામ કરતા તેઓશ્રીને બાધકામની દેખરેખનો અનુભવ મળ્યો હતો જે અત્યારે ખુબ ઉપયોગી થઈ પડયો તેમણે રહેવાના આલીશાન બગલા બાધ્યા અજાયબી ભર્યાં મોહક વીજળી ઘર, એડીમીનીસ્ટ્રેટર ઓફીસ અને હજ કરવા જતા યાત્રાળુઓને માટે મુસાફરખાના બાધ્યા તેવી રીતે લાખોનુ કામ શરતો મુજબ મુદતસર કરી આપીને સરકારનો સપુર્ણ સતોષ સપાદન કર્યો એમના વ્યાપારી જીવનમા એ ખરો કર્મયોગનો કાળ હતો અને

એમાંજ તેઓ સાંગોપાંગ યશસ્વિ થઇને પાર ઉતર્યા એ ઓછા સદ્‌ભાગ્યની વાત ન કહેવાય.

કન્ટ્રાકટ તેમજ વ્યાપારથી કામરાનમાં એ માત્ર પૈસો કમાયા એટલુંજ નહી પણ તેમના હૈયામાં હરવખત વહેતા સેવાપુરના પ્રતાપે તેઓશ્રી કામરાનના મહાન શહેરી બન્યા. પ્રજાના હૈયામાં હેતાળ સ્થાન જમાવ્યું. "અબ અલમ્ શાકીન" એટલે ગરીબોના બેલીનું બિરૂદ પ્રાપ્ત કર્યું. દિલની દિલાવરીએ હજારો રૂપીયા જનતાની સેવા અર્થે સમર્પ્યા સદાવ્રત ખોલ્યું પાણીની પીડા ટાળવા પવન ચક્કી કરાવી. રૂપીયા પંદર હજારને ખર્ચે વોટરવર્કસ બાંધી કામરાનમાં પાણીનો ત્રાસ ટાળી જનસમુદાયના આશિર્વાદો મેળવ્યા તેમની આ ઉદારતાએ કામરાનના ઈતિહાસે પણ ઉજળું સ્થાન પામ્યા. હિંદનું ગૌરવ પણ વધાર્યું.

એડનના શ્રી રામચંદ્રજીના મંદીરનો જીર્ણોદ્ધાર કરી પોતાની ધર્મ પરની અચળ શ્રદ્ધા વ્યક્ત કરી.

માત્ર આત્મ તાકાત, આત્મ શ્રધ્ધા અને ખંતની મૂડી બળે મંગળાચરણ પામેલી તેમની જીંદગાની મહાન શાહ સોદાગર અને મહાન સખાવતીની પદવી પર પહોંચી શકી.

આટલી ભવ્ય સફળતા પછી તેમણે જીવન વ્હેણ પલટયાં. સમસ્ત જીંદગી તિજોરી તર કરવામાંજ ખર્ચવાની સાંકડી મનોવૃત્તિ શ્રીમાન શેઠ અભેચંદભાઇએ કદી કેળવીજ નહોતી. ઈ. સ. ૧૯૩૨ માં ધીકતો ધંધો ભાગીદારોને ભરોસે સોંપી શાંત નિવૃત સેવાપરાયણ જીવન જીવવા તેમણે માદર વતનમાં રહેવાનું સ્વીકાર્યું છે.

વિમા સોરઠીયા વણીક વિદ્યાર્થીઓનો ઉત્સાહ વધે અને તેઓ ઉચ્ચ કેળવણી લેવાય પ્રેરાય એ ઉદેશથી પોતની જ્ઞાતિનો કોઇ પણ વિદ્યાર્થી મેટ્રીકમાં પાસ થાય તેને રૂા. ૫૦નું પારિતોષિક આપવાનો નિર્ધાર કર્યો છે.

પોરબંદરની તેમની નિવૃતિ વિવિધ પ્રવૃતિઓમાં જ પરોવાઈ ગઇ છે. જ્ઞાતિ તેમજ અન્ય સામાજીક પ્રવૃતિઓમા તેઓ તન, મન, ધનના ભોગે ભવ્ય હિસ્સો અર્પી રહ્યા છે, સખ્યાબધ સંસ્થાઓ તેમજ સમારંભના પ્રમુખસ્થાનની જવાબદારી તેઓશ્રીએ દીપાવી છે. સંખ્યાબંધ સંસ્થાની કાર્યવાહક સમિતિઓમાં તેમણે ગૌરવ અને પ્રેરણા પાથર્યા છે. સંખ્યાબંધ સંસ્થાઓને તેમની ઉદારતાભરી સખાવતો સાંપડી છે.

તેઓશ્રીની આ ઉન્નત અને ઉજ્જ્વળ જીંદગાનીને ઈ. સ ૧૯૩૬ માં નામદાર બ્રીટીશ સરકારે " રાયસાહેબ " અને પોરબંદર રાજ્યે રાજ્યમંત્રીનો ઇલ્કાબ અર્પણ કરી કદર કરી છે કાશી બનારસ સંસ્કૃત કોલેજે " ધર્મ મનિષી "ની ઉચ્ચ ઉપાધી અર્પી છે. સંખ્યાબંધ સંસ્થાઓએ શ્રીમાન શેઠશ્રીને માનપત્રો અને કાસ્કેટો અર્પણ કરી તેમની સેવાઓની કદર કરી છે.

પોરબંદરના આગેવાન નાગરીક તરીકે, પોરબંદર હરીજન સરકારી બેન્કના સભાસદ તરીકે, ખોટા સીક્કાના તેમજ ખુન કેસના એસેસર તરીકે તેમણે સારી નામના પ્રાપ્ત કરી છે

શેઠશ્રી અભેચંદભાઇની દશા સોરઠીયા વણિક જ્ઞાતિની વિવિધ ઉન્નત સેવાઓએ તેમને જ્ઞાતિના મહાન મોવડીનું

પદ આપ્યું છે. જ્ઞાતિ ઉન્નતિની અનેક પ્રવૃતિઓને તેમણે પ્રોત્સાહન તેમજ પોષણ આપ્યું છે. જ્ઞાતિનુ વસ્તી પત્રક તેમણે ભારે પરીશ્રમ અને અંગત ખર્ચે તૈયાર કરીને જ્ઞાતિની વિશેષ સેવા બજાવી છે. એજ રીતે પોરબંદરની અન્ય સામાજીક સંસ્થાઓને અને પ્રવૃતિઓને પણ તેમનું પીઠબળ સાંપડતુંજ રહ્યુ છે. ઘણી સંસ્થાઓના તેઓ પેટ્રન છે, નિયામક છે, સંચાલક તથા પ્રેરક છે.

તેઓ ઇંગ્લીશ પદ્ધતિ અનુસાર ઇમારતી બાંધકામોનું ઘણું સારૂ જ્ઞાન ધરાવે છે. એડન, કામરાન તથા આફ્રીકાના બીજા ઘણા સ્થળોએ તેઓએ કન્ટ્રાકટથી ઘણી ભવ્ય ઈમારતો બાંધી ઘણા યુરોપીયન અમલદારો જેવા કે એડનના ચીફ કમીશનર, રેસીડન્ટ અને કમાન્ડર ઈન ચીફ લેફ્ટનન્ટ કર્નલ સર બર્નાડ ? વીગેરેના મનને ખુશ કરી તેઓની અથાગ પ્રીતિ મેળવી છે તેવીજ રીતે ચાલુ વર્તમાન કાળમાં પણ પોતાની જન્મભુમી પોરબંદરમાં રાજમહેલ બાંધી મહારાણાશ્રી નટવરસીંહજી બહાદુર કે. સી. આઈ. ઈ. ની પ્રીતિ મેળવવા ભાગ્યશાળી થયા છે.

આટલું ઉજ્વળ જીવન છતા તેમના દીમાકમાં ઘમંડ નથી, દિલમા અભિમાન નથી, દેહ પર દમામ નથી, સેવા ભાવની અખંડ જ્યોત જેવુ તેમનું જ્વલંત જીવન તેમના અનેક સદ્‌ગુણો સર્વત્ર સુરભી પાથરી રહ્યું છે.

પ્રભુ આવા પ્રેમાળ, દેશાભિમાની, જ્ઞાતિની દાઝ જાણનાર, ગરીબોના દુખ ફેડનાર, સમભાવી, સેવાભાવી, સંસ્કારિતાની સાક્ષાત મૂર્તિ સમા સજ્જન શ્રી. અભેચંદભાઇને તંદુરસ્તી ભર્યું દીર્ઘાયુ અર્પે..... ..અસ્તુ.

શ્રીમાન શેઠ અમૃતલાલ ધરમસી પુંજાણી



શેઠ અમૃતલાલ ધરમસી પુંજાણીના જન્મ સને ૧૯૯૬ના જાનેવારી માસની ૨૩ તારીખે ગોંડલમા આગળ પડતું ગણાતુ દશા શ્રીમાળી વણિક કુટુંબમા થયો હતો આ કુટુંબ પરાપૂર્વથી સ્થાનકવાસી જૈન ધર્મ પ્રત્યે અથાગ લાગણી

તેઓના વડિલે તેમના દરેક સંતાનને વ્યવ્હારીક કેળવણી સાથેજ ધાર્મિક કેળવણી આપી હતી. તેમના વડિલશ્રીની એવી દ્રઢ માન્યતા હતી કે બાળકોના કુમળા હૃદયમાં બાલ્યાવસ્થાથીજ ધર્મ ભાવના ઉદ્‌ભવવી જોઇએ કે જે આગળ ઉપર સંપુર્ણ વિકાશ પામી મનુષ્ય જીવનનું સાર્થક કરવામાં ઉપયોગી બને. શ્રી. અમૃતલાલભાઇના હૃદયમાં પણ ધર્મ ભાવના બાલ્યાવસ્થાથીજ વિકાસ પામતી રહી છે.

શ્રી. અમૃતલાલભાઈએ વ્યાપારમાં ઉપયોગી થાય તેટલી શાળા–કેળવણી ગોંડલમાં જ મેળવી અને વ્યાપારી જીવનની શરૂઆત તેઓએ પોતાના વડીલશ્રીની દુકાનથી કરી. વ્યાપારીક આંટીઘુંટીઓ અને નામું ઠામું વીગેરે જ્ઞાન તેઓના વડીલશ્રી તરફથીજ મળ્યું. ઘણા થોડાજ સમયમાં આ ક્ષેત્ર પોતાના જીવન વિકાશ માટે ઘણુંજ સંકુચીત જણાયું અને બહાર જઇ જીવનની શરૂઆત કરવાની લાગણીઓ પ્રબળ બની. તેમના વડીશ્રીએ શ્રી. અમૃતલાલભાઇને બહાર જવા દેવાની આનાકાની કરી પરંતુ શ્રી. અમૃતલાલભાઇની ભાગ્ય રેખા એટલી તો બળવતર હતી કે તેમણે વગર મુડીએ પોતાનુ વતન છોડયું.

શ્રી અમૃતલાલભાઈએ શને ૧૯૨૨ માં મુંબઈ તરફ પ્રયાણ કર્યું. અહીં તેમની કોઈ ખાસ ઓળખાણ ન હતી અને સાથે મુડી લઈ આવ્યા ન હતા જેથી પહેલાં નોકરીની શોધ કરી. તેઓને કમીશન એજન્ટ તરીકે કામ કરતી એક પેઢીમાં નોકરી મળી. તેઓએ સંપુર્ણ ખંત અને પ્રમાણીક પણે કામ કર્યું અને પરિણામે ઘણુજ ટુંક સમયમાં તેઓ આ પેઢીના માનીતા અને વિશ્વાસ પાત્ર બન્યા શેઠીયાઓ

દરેક કામમાં તેમની સલાહ લેવા લાગ્યા. આ કામગીરી દરમ્યાનજ તેઓએ મુંબઈના જુદા જુદા વેપારી કેન્દ્રોનો અભ્યાસ કર્યો અને જેથી દરેક જાતની વ્યાપારિક કુનેહ તેઓમાં વિકાસ પામી ફક્ત પાંચ વર્ષના ટુંકા ગાળામાં ખંત અને પુરૂષાર્થના બળે તેઓ પોતાનું સ્વતંત્ર બીઝનેશ કરવાની સ્થિતિમાં મૂકાયા.

તેમણે આ અરસામાં શરૂ થયેલી નવી લાઇનો તરફ લક્ષ દોડાવ્યું. એમણે જોયું કે દુનીયાની વૈજ્ઞાનીક પ્રગતિની ઝપટી કૂચમાં આગળ જતાં ઇલેકટ્રીસીટીની લાઇન મહત્વનો ભાગ ભજવશે જેથી એમણે એજ લાઇનમાં ઝંપલાવવાનો

અને ૧૯૩૯ માં જ્યારે વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે તેમની પાસે માલનો સારો સ્ટોક હતો જેને અંગે સારામાં સારો લાભ મળ્યો આજે તેઓ મુંબઇના માગ આબરૂદાર વ્યાપારીઓની હરોળમાં ઉભા છે.

તેઓએ મુંબાઇ શહેરમાં એક માળો લીધો છે અને બીજો માટુંગામાં લીધો છે. પોતાના વતન ગોંડલમાં પણ તેઓએ એક ભવ્ય મકાન બનાવ્યું છે. આમ લાંબી નજર દોડાવી એમણે પોતાની મુડીનું સદ્ધર રોકાણ કર્યું છે.

મુંબઇમાં ગોંડલથી આવતા કોઇ પણ માણસને મદદરૂપ બનવા તેઓ સર્વદા તત્પરતા દાખવે છે જૈન ધર્મ પ્રત્યેની ભાવના પણ જીવનના આર્થીક વિકાસ સાથેજ વિકસી છે. તેઓ મુંબઈ સ્થાનકવાસી જૈન સંઘ તથા આંબેલ ખાતાના આ જીવન સભ્ય બન્યા છે. તેઓએ અનેક નાની મોટી સખાવતો કરી છે. તેઓ શ્રી જૈન કેળવણી મંડળ મુંબઈના વાઈસ પેટ્રન થયા છે. તેઓએ જુનાગઢની સ્થાનકવાસી જૈન બોર્ડીંગ તથા ગોંડળના જૈન વિદ્યાર્થીગૃહને પણ સારી મદદ કરી છે.

જે વડીલે પોતાનામાં બાળપણથી ધર્મભાવના મૂકી છે તેમના સ્મરણાર્થે ગોંડલમાં એક પૌષધશાળા બનાવવાનો પણ તેઓએ પ્રબંધ કર્યો છે.

વ્યાપારિક જીવનમા વિદેશી ભાષાની પડતી જરૂરીયાતને અનુલક્ષી પોતાના સંતાનોને ઉચ્ચ કેળવણી મળે તે બાબત પરત્વે તેઓ ખાસ ધ્યાન આપે છે અને તેઓના જ્યેષ્ઠ પુત્ર મનહરલાલને સીડનહામ કોલેજમાં ઉંચ કેળવણી આપી રહેલ છે.

તેમના વ્યાપારમા હજુ પણ વધારે સફળતા અને લાભ મેળવે એવું ઇચ્છીયે છીએ

તેમનો જન્મ શને ૧૯૦૯ના ડીસેમ્બર માસની ૬ તારી ખના શુભ દીવસે મુંબઈમાં દશાશ્રીમાળી વણીક કોમમાં થયો હતો. તેમણે નાનપણ મોસાળમાં ગાળી ૧૩ વરસની કીશોર વયે તેઓ મુંબઈ આવ્યા અને શરૂઆતમાં અનુભવ મેળવવા લાકડાની મીલમાં કામ કરવાનો બંદોબસ્ત કર્યો. દીવસે દીવસે તેમાં ધ્યાન પહોંચતું ગયું.

તેમના પિતાશ્રીના તેમનામાં સંસ્કાર હતા જેથી કીશોર વયમાંજ આ લાઇનમાં ઝંપલાવી પીતાશ્રીની ઉમેદ પુરી પાડવાનો નિશ્ચય કર્યો. તેમનો સ્વભાવ માયાળુ અને મીલન નાર છે જેથી તેમના સહવાસમાં આવતા ગૃહસ્થોની સાથે લીબુંના રસની માફક ભળી જાય છે.

શને ૧૯૨૭માં લાકડાની એક મીલ કન્ટ્રાકટમાં લીધી ત્યાર બાદ તેઓએ જે મીલમાં અનુભવ લીધો હતો તે મીલ પણ કન્ટ્રાકટથી લઇ બંને મીલો ચલાવવા લાગ્યા તેથી સંતોષ ન થતા, કન્ટ્રાક્ટ પુરો થતાં પોતે એક મીલ ખરીદ કરી ને તેમાં જોઇતી મશીનરીનો વધારો કરતા ગયા.

તેઓએ મીકેનીકલ લાઈનનો અભ્યાસ કર્યો નહોતો છતાં અમેરીકાથી મંગાવેલી મશીનરી તેના ચાર્ટ ઉપરથી પોતે સમજી બરાબર ગોઠવતા હતા.

દીવસે દીવસે નશીબવાન પુરૂષની શકિત વધારે ને વધારે ખીલતી ગઈ અને વ્યાપાર સારા પ્રમાણમાં વધતો ગયો ને સારી દોલત મેળવી.

શને ૧૯૪૪ માં તેમણે એક રેશમની મીલ ખરીદ કરી. ઈમીટેશન આર્ટથી શરૂઆત કરી ને આજે રેશમ વણવાની સ્થીતીમાં આવ્યા છે.

પોતાની દોલતની વ્યવસ્થા પોતાનેજ ખાનગી કરતા હોય એમ ન હતુ પણ તેઓએ પોતાનો ઉદાર હાથ ધાર્મીક સંસ્થાઓ તરફ લબાવ્યો છે. તેઓ મુબઈ મ્યાનકવાની જૈન સંઘ તથા આંબેલ સસ્થામા આજીવન સભ્ય થયા છે મુબઈના કેળવણી મડળના વાઇસ પેટ્રન થયા છે

કાઠીયાવાડની બોર્ડીંગ જેવી ઘણી સસ્થાઓમા સારી મદદ કરી છે તે સીવાય નાની નાની સખાવતો તો ઘણી કરી છે એક કાનથી બીજે કાન ન જાણે તેવી રીતે વાપર્યા છે અમારા સાભળવા પ્રમાણે તે આકડો પણ મોટો થાય છે

લાકડાની મીલ લડાઇ પહેલા લગભગ બે લાખની કીમતની ગણાય પણ હાલના લડાઇના સજોગોના ઘણી મોટી રકમ ખર્ચતા તેવો માલ મળી શકે નહી

હજુ ઉદ્યોગ તરફ તેમની ઉમેદો ઘણી છે. તે હમેશા જુદી જુદી જાતના ઉદ્યોગો પર હમેશા ધ્યાન આપે છે

ગરીબ માણસોને રોજી મળે તેવા ઉદ્યોગો ખીલવવા પરમાત્મા તેમને દીર્ઘાયુ કરે એજ

શ્રીમાન શેઠ નરભેરામ હંસરાજ કમાણી.



હયામા હરદમ વહેતી સેવાસક્તિથી, સર્વત્ર પ્રેમ પ્રતિભા અને પ્રતિષ્ઠા પથરાય છે એનુ મૂર્તસ્વરૂપ શ્રી નરભેરામ ભાઈના જીવનમાથી પારખી શકાય છે.

કાઠિયાવાડમા આવેલા અમરેલી પ્રાતમા શેત્રુજી નદીના ત્રિવેણી–સગમ પર આવેલા ધારી ગામમા દશા શ્રીમાળી વણિક જ્ઞાતિમા શ્રી હંસરાજ લક્ષ્મીચદ દેવશીને ત્યા સને ૧૮૯૩ ના નવેમ્બર માસની ૨૫ મી તારીખે શ્રીયુત

નરભેરામભાઈનો જન્મ થયો હતો. તેઓશ્રીએ પ્રાથમિક કેળવણી ધારી–અમરેલીમાં લીધી હતી અને ત્યાર બાદ કુટુંબના વ્યવસાયમાં જોડાયા હતા.

કહેવત છે કે, "પુરૂષના નસીબ આડું પાંદડું" તે મૂજબ શ્રીમાન નરભેરામભાઈના કિસ્મતે યારી આપી. પોતાને નાની વયમાં દમનું દર્દ લાગુ પડતાં દાકતરો–તબીબોની સલાહ મૂજબ તેઓશ્રી ૨૩ વર્ષની ઉગતી વયે જમશેદપુર હવાફેર માટે આવ્યા. પરંતુ આ સ્થળે આવતાં સુંદર હવા પાણીથી સ્વાસ્થ્ય સુધર્યું, દમ ગયો, એટલુંજ નહીં પરંતુ

ક્રમે ક્રમે વધતા ધંધાર્થી ક્ષેત્રને પહોંચી વળવા અને ૧૯૨૮ માં અર્ધ લાખ રૂપિયાના ખરચે મોટર શોરૂમ માટે સારૂં પાકું મકાન બંધાવ્યું. કે જેમાં મોટરકાર અને એસેસરીઝ વેચવાનું કામ ચાલે છે.

કોઓપરેટીવ સ્ટોર્સ માટે રૂપિયા ૨૫૦૦૦) પચીસ હજારની કિંમતે તાતા કું. પાસેથી એક મકાન લીધું. અને ૧૯૩૧ મા રૂપિયા ૧૪૦૦૦) ચૌદ હજારને ખર્ચે એક જગ્યા લઈ તેના ઉપર મોટી રકમ ખર્ચ કરી ભવ્ય મકાન બાંધ્યું. જેમા હાલ સ્ટોર્સનુ બધું કામકાજ ચાલે છે.

દિનપ્રતિદિન ધંધામાં વધારો અને સફળતા મળતાં તેઓશ્રીએ પોતાની સાથે કામ કરતા ભાઇઓને લાભ આપવા નરભેરામ એન્ડ કું. લી૦ કરી આજે બધી જગ્યાએ આ નામથીજ બધું બીઝનેસ થાય છે. શ્રીયુત નરભેરામભાઇ આ કું ના મેનેજીંગ ડાયરેકટર તરીકે કામ કરે છે, અને સરસ દોરવણી આપી રહ્યા છે. 'ફોર્ડ મોટર કું. ઓફ ઇન્ડીયા' લીમીટેડની તેઓએ અર્ધા બિહાર-ઓરીસાની એજન્સી મેળવેલી છે જેમા મોટરકારના વેચાણનુ કામ ઘણુ સરસ ચાલે છે કલકત્તામા પણ રજીસ્ટર ઑફીસ કેનીંગ સ્ટ્રીટમાં ચાલે છે.

શ્રીયુત નરભેરામભાઈનુ દીલ માત્ર પૈસાજ કમાવા જેટલું સંકુચિત ન હતુ, પરંતુ એથી વિશેષ એના દિલમાં અનેક સાત્વિક ભાવનાઓ અને વૃત્તિઓ પણ સરીતાના નિર્મળ જળ સમી વહેતી હતી. પોતાના ધંધાની અંદર અને બહાર કાઠિયાવાડમાથી અનેક ભાઇઓને તેડાવી આર્થિક સહાય અને બીજી મદદ આપી ધંધે લગાડયા છે, એટલુંજ નહિ પરંતુ

પોતાના માતૃભૂમિ તરફની ફરજ પણ અદા કરવાનું ભૂલ્યા નથી. આ રીતે એક નાના પાયા ઉપર ધંધાની શરૂઆત કરીને એક "નરભેરામ એન્ડ કુાં. લી૦' પેઢી કરવાની ટોચે પહોંચનાં સ્વાવલંબી અને પરમાર્થી દ્રષ્ટિ રાખી બિહારનાં એક પાટનગર સમા જમશેદપુરમાં 'મશહુર' વેપારી અને દાનશીલ પુરૂષ તરીકે પ્રેમ, પ્રતિષ્ઠા અને પ્રતિભા મેળવ્યાં છે તે ખરેજ આવકારદાયક છે. ખરેજ આવીજ વ્યક્તિને "self made man" કહી શકાય.

માણુસો મોકલી માટે મોકલાવેલ એમની સાથે રકમ પણ મોકલી આપી.

પોતાની માતૃભૂમિ અમરેલીમાં સ્વજ્ઞાતિ અને અન્ય સાર્વજનિક સંસ્થાઓમાં હજારો રૂપિયાની સખાવતો કરી છે. ધારી–ચલાળાનાં જ્ઞાનપરબો સમાં પુસ્તકાલયોને પણ કિંમતી મદદ આપી વિદ્યા અને જ્ઞાન પ્રચારના કાર્યમા કિંમતી ફાળો આપ્યો છે. આ સિવાય કલકત્તા અનાથાશ્રમ, રામકૃષ્ણ મિશન, તથા જમશેદપુરની જન સંસ્થાને હરવખ્ત સહાય કરતાજ રહ્યા છે. આ ઉપરાંત જમશેદપુરમાં તો ગુજરાતી શાળાને આજે પચીસ વરસથી આર્થિક મદદ આપતા રહ્યા છે અને એ રીતે સને ૧૯૩૯ મા માર્ચ માસમાં પોતાના વ્યવસાયની સીલ્વરજ્યુબિલિ અને પોતાના કમાણી મેન્શનના વાસ્તુ પ્રસગે આ ગુજરાતી શાળાને રૂા. ૫૦૦૦) પાચ હજાગ્ની સખાવત જાહેર કરી મજકુર શાળા સાથે પોતાનુ નામ જોડી "શ્રી નરભેરામ હંસરાજ ગુજરાતી એમ ઈ સ્કૂલ" આ શાળાનુ નામ રાખવામા આવ્યું. આ પ્રસગે બીજી પણ ઘણી સખાવતો જાહેર કરવામા આવી હતી તે પૈકીની એક અમરેલી ખાતે પોતાના જ્ઞાતિબધુઓને માટે રૂપિયા ૧૦૦૦૦) દસ હજાર આપી એક 'સેનેટોરીયમ' બાંધવાનુ જાહેર કર્યું હતું. આ ઉપરાત "શેઠ હંસરાજ જીનાગમ વિદ્યા પ્રચાર" માટે રૂપિયા પંદર હજાર જૈન શ્વેતાંબર કોન્ફરન્સને આપ્યા છે.

પૂ. ગાંધીજી હરિજન ફંડ માટે જમશેદપુર જતાં શ્રી. નરભેરામભાઈએ આગળ પડતો ભાગ લઈ મોટી રકમથી

પૂ. ઠક્કરબાપાના નામે અત્રે 'અમૃત પુસ્તકાલય' ચાલે છે જેમાં તાત્કાલિક મદદ માટે શ્રી નરભેરામભાઈએ રૂા. ૫૦૦) આપ્યા છે. આ ઉપરાંત શિક્ષણનાં કાર્યો માટે હંમેશાં એમનો ખજાનો ખુલ્લોજ રહ્યો છે. તળ જમશેદપુરમાં ખીસ્ટીપુર લતાથી દુર એક-દોઢ માઈલ-સાકચીમાં વસતા ગુજરાતી ભાઈઓને ત્યાંજ એના અનુકુળ લતામાં શાળા ખોલવા માટે રૂા. ૫૦૦૦)પાંચ હજારની નાદાર રકમ ભેટ કરી છે.

આ સિવાય તાજેતરમાં અનેક ફંડફાળાઓ થયા છે તેમાં દરેક વખતે શ્રી નરભેરામભાઈએ પોતાનો ઉદાર હાથ લંબાવી ફરજમુકત થવા મોખરેજ રહ્યા છે.

રૂપિયા ૧૦૦૦) એક હજાર બિહારની પ્રજાના ફંડ માટે બિહારના નેતા શ્રી રાજેન્દ્રબાબુને આપ્યા આ ઉપરાંત ગુજરાતી સમાજમાંથી પણ સારી એવી રકમ એકઠી કરી આપી છે.

કલકત્તામા સહાયકારી દવાખાના માટે રૂા. ૧૦૦૦) એક હજાર આપી બગાળના પિડીતો તરફ પણ લાગણી વ્યક્ત કરી છે.

સરદાર વલ્લભભાઈ પટેલ કલકત્તાથી અત્રે ઉડતી મુલાકાતે આવેલા ત્યારે ગુજરાતી સમાજે આમંત્ર્યા હતા અને તેમાં શ્રી નરભેરામભાઈએ ખુબજ જહેમત લઈ રૂા ૭૦૦૦) સાત હજારની થેલી અર્પણ કરી હતી જેમાં રૂા ૧૦૦૦) પોતે ભરી ફાળાની સુદર શરૂઆત કરી હતી.

આ સિવાય અનેક જ્ઞાતિના, ગામના, સંસ્થાના વ્યકિતઓના, કે બીજા ફંડફાળાઓમાં યોગ્ય ફાળો નોંધાવી આવનાર વ્યક્તિને ખાલી હાથે ન વાળતાં સંતોષ આપી વિદાય આપે છે એટલીજ દિલની નિખાલસતા પણ છે.

શરૂઆત કરીને રૂપિયા ૩૬૦૦) છત્રીમોની થેલી પૂ. ગાંધીજીને અર્પણ કરવામાં આવી હતી.

વ્યાપાર ક્ષેત્રમાં આવી ઝળકતી ફત્તેહ મળવાથી તેઓ શ્રીને ઉદ્યોગક્ષેત્રમાં પડવાની તમન્ના જાગી અન્ય બંધુઓના સહકાર સાથે સને ૧૯૪૦માં ધાતુના ઉદ્યોગક્ષેત્રમાં ઝંપલાવ્યું. સને ૧૯૪૧ માં કલકત્તાની એક સદીની જુની અંગ્રેજી પેઢી "ડબલ્યું લેસ્લી એન્ડ કું." ખરીદ કરી લીધી. તેને વીકસાવવા ખુબ જહેમત ઉઠાવી, તે કારખાનાને જયપુરમાં ખસેડવામાં આવ્યું, અને ત્યાં "કમાણી મેટલ રીફાઈનરી એન્ડ મેટલ ઈન્ડસ્ટ્રીઝ"ના નામે ચાલતા એ કારખાના ઉપરાંત લાહોર ખાતે ઓજારો બનાવવાનું કારખાનું અને કલ્યાણમા "કમાણી એનેમલ ઈન્ડસ્ટ્રીઝ"નુ કારખાનું ખોલ-

પૃ. ઠક્કરબાપાના નામે અત્રે 'અમૃત પુસ્તકાલય' ચાલે છે જેમાં તાત્કાલિક મદદ માટે શ્રી નરભેરામભાઈએ રૂા ૫૦૦) આપ્યા છે. આ ઉપરાંત શિક્ષણનાં કાર્યો માટે હંમેશા એમનો ખજાનો ખુલ્લોજ રહ્યો છે. તળ જમશેદપુરમાં ખ્રીસ્ટીપુર લતાથી દુર એક–દોઢ માઈલ–સાકચીમાં વસતા ગુજરાતી ભાઈઓને ત્યાંજ એના અનુકુળ લતામા શાળા ખોલવા માટે રૂા. ૫૦૦૦)પાંચ હજારની નાદાર રકમ ભેટ કરી છે.

આ સિવાય તાજેતરમાં અનેક ફંડફાળાઓ થયા છે તેમાં દરેક વખતે શ્રી નરભેરામભાઈએ પોતાનો ઉદાર હાથ લંબાવી ફરજમુકત થવા મોખરેજ રહ્યા છે.

રૂપિયા ૧૦૦૦) એક હજાર બિહારની પ્રજાના ફંડ માટે બિહારના નેતા શ્રી રાજેન્દ્રબાબુને આપ્યા આ ઉપરાંત ગુજરાતી સમાજમાથી પણ સારી એવી રકમ એકઠી કરી આપી છે.

કલકત્તામા સહાયકારી દવાખાના માટે રૂા. ૧૦૦૦) એક હજાર આપી બગાળના પિડીતો તરફ પણ લાગણી વ્યક્ત કરી છે.

સરદાર વલ્લભભાઈ પટેલ કલકત્તાથી અત્રે ઉડતી મુલાકાતે આવેલા ત્યારે ગુજરાતી સમાજે આમંત્ર્યા હતા અને તેમાં શ્રી નરભેરામભાઈએ ખુબજ જહેમત લઈ રૂા ૭૦૦૦) સાત હજારની થેલી અર્પણ કરી હતી જેમાં રૂા ૧૦૦૦) પોતે ભરી ફાળાની સુંદર શરૂઆત કરી હતી

આ સિવાય અનેક જ્ઞાતિના, ગામના, સંસ્થાના વ્યકિત-ઓના, કે બીજા ફંડફાળાઓમાં યોગ્ય ફાળો નોંધાવી આવનાર વ્યક્તિને ખાલી હાથે ન વાળતાં સંતોષ આપી વિદાય આપે છે એટલીજ દિલની નિખાલસતા પણ છે.

જ્યારે શ્રી નરસેરામભાએ જમશેદપુરમાં આજથી ત્રીસ વર્ષ પહેલાં ધંધાની શરૂઆત કરી ત્યારે જમશેદપુરમાં ગણ્યા ગાંઠયા જ ગુજરાતીઓ હતા જેથી તેઓશ્રીએ ઘણાં કુટુંબોને તેડાવી ધંધે ચડાવી આજે સારી સ્થિતિમાં મૂકેલા છે આજે તો હવે ૧૨૦૦થી ૧૫૦૦ ગુજરાતીઓ અહી વસે છે.

શ્રી નરસેરામભાઇ સ્વભાવે સરળ, સેવાભાવી અને કૃત નિશ્ચયી સાથે દૃઢ નિશ્ચયી પણ છે. ગુજરાતનું ગૌરવ અને પ્રતિષ્ઠા હંમેશાં એને હૈયે વસેલાં છે. બિહારમાં-ગુજરાતથી આટલે દુર આવવા છતાં, ગુજરાતીઓ તરીકેનો માનમરતબો અને પ્રતિભાની યથેષ્ટ છાપ પાડી છે. તેઓશ્રી કાઠિયાવાડના હોવા છતાં બિહારના લોકોને મદદગાર થવામાં અને બિહારની પ્રજાનુ શિક્ષણ અને રક્ષણના પ્રશ્નોમાં ખુબ ચીવટથી રસ લે છે કે જેમા ગુજરાતનુ ગૌરવ સમજે છે. આજે તેઓ બિહારની એક પેઢીના નામાંકિત સંચાલક રહી સૌને દોરવણી અને પ્રેરણા

પરમકૃપાળુ પરમાત્મા શ્રીયુત નરસેરામભાઇને દીર્ઘાયુ બક્ષે અને તેમની ઉજ્જવળ મુરાદો બર લાવવા એમની સુખસંપત્તિમાં દિનપ્રતિદિન અભિવૃદ્ધિ કરે !!!

અત્યારે જમશેદપુરમાં "ધી નરસેરામ એન્ડ કું. લીમીટેડ" ઉપરાંત "ધી નરસેરામ હંસરજ ગુજરાતી એમ. ઈ. સ્કૂલ" તથા "નરસેરામ હંસરાજ બાલમંદિર" જેવી સદ્ધર સંસ્થાઓ ચાલે છે અને તે બધી સંસ્થાઓના તેઓશ્રી નિયામક છે. તદુપરાંત તેઓશ્રી સ્થાનિક મિત્ર મંડળ, મરચન્ટ એસોસીએશન, જૈનસમાજના માન્યવર પ્રમુખ તરીકે પણ છે.

આવા સેવાભાવી નરરત્ન! આવાં સેવાનાં અનેક કાર્યો કરવાની પરમાત્મા તક આપે અને સાથે સુખસંપત્તિ સ્વાસ્થ્ય સાનુકુળતાઓ સાથે દીર્ઘાયુ અર્પે એવી અભ્યર્થના.

તેઓ માંગરોળના વતની છે. પ્રાથમીક કેળવણી મુંબઇમાંજ લીધી હતી.

૧૬ વરસની કીશોર વયે તેમના કાકા શ્રીમાન નેમીદાસ રતનજીના કામમાં તેઓ જોડાયા. તેમના કાકા ધાર્મિક પુરૂષ હતા અને તેમનો ખાસ ધ્યેય સેવા કરવાનો હતો. જેથી પોતાની જીંદગીમાં તન, મન અને ધનથી ધાર્મિક સેવા કરી હતી. તેઓએ ૪૦ વરસની ઉમરે આ ફાની દુનીયા છોડી હતી જે સમયે શ્રી. પ્રાણુલાલભાઇ આશરે ૨૬ વરસની ઉમરના હતા. તમામ કામકાજનો બોજો તેમના ઉપર આવી પડયો હતો.

તેમના કાકાએ શ્રી. સ્થાનકવાસી જૈન સંઘની સેવા કરવા ઉપરાંત શ્રી. રત્ન ચીંતામણી મંડળની સ્થાપના કરી હતી જે મંડળ શ્રી. જૈનશાળા ચલાવતું હતું જે આજે મીડલ સ્કુલ સુધી પહોંચેલ છે.

તેમના કાકાએ શીખવેલો નીતીનો પાઠ તેમના હૃદયમાંથી ખસ્યો નહોતો. તેઓનો ધંધો કાપડની દલાલીનો છે. ઘણી લલચામણ થાય તેવા પ્રસંગો સાપડે છતાં તેમણે નીતીનો રસ્તો છોડી પોતાનો વ્યાપાર કર્યો નથી. ફકત દલાલીથીજ સંતોષ માને છે.

તેઓ માંગરોળ શ્રીમાળી સમાજના થોડો વખત મંત્રી હતા. તેઓ શ્રી છાપરીયા સ્થાનકવાસી જૈન સંઘના મંત્રી પદે આવ્યા ત્યારથી તેમની સેવાની શરૂઆત થઇ હતી તેઓ આજે વર્ષો થયાં તે સંઘના મંત્રી છે.

શ્રી જૈન કેળવણી મંડળ સ્થાપવામાં તેમણે સારો ભાગ લીધો હતો. તેવી સંસ્થા સ્થાપવાની તેમની તીવ્ર ઇચ્છા હતી. તેઓ તે સંસ્થાના પેટ્રન થયા છે.

## શ્રીયુત વિશ્વનાથ કાનજી ભટ્ટ
( શ્રી ભાગવત ધર્મ ભુષણ )



શ્રી વિશ્વનાથભાઇ મૂળ તો ચંદ્રભાણીઆ વ્યાસ છે, પણ વડીલોએ કથાવાચનનુ કાર્ય સ્વીકાર્તા તેઓ ભટ્ટ તરીકે ઓળખાતા, તેઓશ્રીનો જન્મ સંવત ૧૯૩૭ ના જ્યેષ્ઠ સુદિ ૧ ને શનિવારે થયો હતો. તેઓશ્રીના પિતા કહાન ભટ્ટ પોતાના ઘરની હવેલીમાં ઠાકોરજીની સેવા કરતા,

અને પોતાનુ અવસાન સવત ૧૯૫૦ મા થતા સુધી આ કાર્ય તેમણે અનન્ય નિષ્ઠાપૂર્વક જાગી રાખ્યુ હતુ પિતાશ્રીના અવસાન બાદ આ કાર્ય શ્રી વિશ્વનાથભાઈએ પોતેજ પોતાના માથા ઉપર લીધુ હતુ તદુપરાત પોતાના વધતા જતા પરિવારના પોષ અર્થે તેઓશ્રીને વાણિજ્યવૃત્તિ પણ સ્વીકારવી પડી હતી

સ્વ મહારાજા શ્રી ભ ગવતસિહજીએ ઘોરાજીની મોટી હવેલી જેની વાર્ષિક આવક રૂા ૩૦૦૦) જેટલી છે અને જેની નીચે ગોડલની શ્રી પામબાની હવેલી પણ છે, તેના ગેર-વહીવટ સબધે ફરિયાદો ઉપસ્થિત થતા એક ખાસ હુકમદ્વારા આ બન્ને હવેલીઓનો કામચલાઉ વહીવટ સને ૧૯૧૭મા શ્રી વિશ્વનાથભાઈને સોપ્યો હતો આ વહીવટ સતોષકારક જણાતા ના મહારાજાશ્રીએ સને ૧૯૨૧ ની ખાસ નવાઝિશોના 'ગોડળ-આદેશ' મા કાયમ માટે સુપ્રત કર્યો હતો, એટલુજ નહિ પણ શ્રી ઠાકોરજીની સેવાની સગવડતાને ખાતર શ્રી ગોપાળજી ભટ્ટની હવેલીને મળતી મળતર કાયમ રાખી ત્યાના ઠાકોરજીને શ્રી ઘોરાજીની મોટી હવેલીમા પધરાવવાની તેઓશ્રીએ મજુરી આપી હતી

છેલ્લા સત્તાવીશ વર્ષથી આ વહીવટ અખંડ ચાલુ છે. આ લાબા ગાળા દરમ્યાન તેઓશ્રીએ ધોરાજી અને ગોંડલની હવેલીઓનો જીર્ણોદ્ધાર કરવા પાછળ રૂા. ૨૦૦૦૦) ઉપરાન્ત રકમ ખર્ચી છે અને આ ધર્માદાસ્થાનોની ઉપયોગિતામા વૃદ્ધિ કરેલ છે.

શ્રી. વિશ્વનાથભાઇ પુષ્ટિ–માર્ગીય સાહિત્યના સારા અભ્યાસી હોવા ઉપરાંત, દેવસ્થાનને લગતા સાપ્રદાયિક રીત–રસમોના સારા અનુભવી અને માર્ગ દર્શક છે.

બાલ્યાવસ્થાથીજ શ્રી વિશ્વનાથભાઈનું માનસિક વલણ વ્યાપાર–ધધા તરફ હતું, અને આ બાબતમાં અનુકુળતા પ્રાપ્ત થતા તેમણે સન ૧૯૧૯ થી ગોંડલ રાજ્ય અને રેલ્વેના નાનાં મોટાં બાંધકામ કોન્ટ્રેકટથી કરી આપવાનુ શરૂ કર્યુ હતુ આ વિષય પરત્વે તેઓશ્રીએ દાખવેલી બાહોશી જરૂર પ્રશંસા પાત્ર છે ગોંડલ રેલ્વેના ભૂતપૂર્વ મેનેજર એન્ડ એન્જીનીઅર–ઇન–ચીફ મિ અસરપ્પા જેવા બાહોશ એન્જીનીઅરની સીધી દેખરેખ તળે તેમણે જેતલસર–રાજકોટ રેલ્વે ઉપર પાટા બદલવાનું કામ સતોષકારક રીતે પાર પાડયું હતું, અને ત્યારબાદ આવીજ જાતનું કામ ગોંડલ રેલ્વે ઉપર ઢસાથી શરૂ કરી ઉપલેટા સુધી પાર પાડી પોતાના કામથી મિ અસરપ્પા જેવા બાહોશ અધિકારીની પ્રશસા મેળવી હતી. તેમના કામમાં સગીનતા ધાર્યા કરતાં લાગતો ટુકો વખત તેમજ તેમની કાર્ય લેવાની શૈલીથી પ્રસન્ન થઈ આજ અધિકારીએ, જાલ–બંસાલીઆ કવોરી–સાઇડીંગ, ના

વાણિજ્ય-વૃત્તિ

મોટાં પૂરોનાં બાંધકામો તેમજ રેવન્યુ કામો તેમના મારફતજ કરાવ્યાં હતાં.

શ્રી વિશ્વનાથભાઈની કાર્યદક્ષતા જોઈ ગોંડલ સંસ્થાનના બાહોશ બાંધકામ અધિકારી શ્રી. વીરેન્દ્રરાય મહેતા, જેમના હસ્તક રાજ્યમાં કરોડોનાં ખર્ચે અનેક મોટાં બાંધકામો થયાં હતાં, તેમણે પણ રાજ્યનાં ઘણાંએક અગત્યના બાંધકામોનું કામ તેમને આપ્યું હતું. આ કામોમાં વેરી તળાવ ઉપરના ઓટોમેટિક ગેઇટસ, ગોંડલના નવા-જૂના પૂરો વચ્ચેની રીટેનીંગ વોલ, ધોરાજીનું સફરા-ડાઇવર્ઝન વગેરે મૂખ્ય છે આ કામો પૈકીના કેટલાંએક કામો તેમણે ત્રીજા ભાગના વખતમા પૂરા કર્યા હતાં. જુની સફુન નદીનો બુગદો તેમજ નવી સફુનાં ઉપરની ૯૦ ફુટ પહોળી કમાનોનું કામ તેમણે રૂા. બે લાખ જેટલી નુકશાની વેઠીને પણ પૂરૂં કરી આપી પોતાની જવાબદારી અદા કરી હતી અને તેમ કરીને પોતાની જામેલી પ્રતિષ્ઠા જાળવી રાખી હતી. છેલ્લા દાયકા દરમ્યાન કોન્ટ્રેકટથી કામ આપવાની પ્રથા મોકુફ રહેલ હોઈ તેમજ અત્યારના લડાઇના સંજોગોને લીધે માલની અછતનાં પરિણામે મોટાં બાંધકામો અશકય થઈ પડેલ હોઇ ખાસ જરૂર પુરતાં કામો ખાતા હસ્તકજ તૈયાર કરાવવામાં આવે છે. આવા સંજોગોને લીધે શ્રી. વિશ્વનાથભાઇને વ્યાપારમાં ઝંપલાવવું પડયું છે. આ બાબતમાં તેમને મૂળથીજ રસ હોઈ તેમણે સારી સફળતા પ્રાપ્ત કરી છે; અને ગોંડલના સારા વ્યાપારીઓમાં અત્યારે તેઓશ્રીની ગણના થાય છે.

રાજ્યના તેઓ એક અનન્ય નિષ્ઠાવાન ભક્ત છે. સ્વર્ગસ્થ મહારાજાશ્રીના જન્મોત્સવો અને જ્યુબિલિ-પ્રસંગો દરમ્યાન તેમણે તન-મન અને ધન દ્વારા રાજસેવા આપી છે. સ્વ. મહારાજાશ્રીના ૫૧ અને ૬૧ મા જન્મોત્સવો તેમજ પ્રતિવર્ષ જન્મદિવસોએ તેઓશ્રીએ રાજકુટુંબને પોતાને ત્યાં પધરાવી ઉદારભાવે આદરાતિથ્ય કરેલ છે.

રાજસેવા

ધોરાજીના કણબીપરું, ભાકુંભાજી પરું અને અત્યંજ-વાસ વસાવવામાં તેમણે આગેવાની ભર્યો ભાગ લીધો છે રેલ્વે હડતાલ જેવા ભીડના પ્રસંગો દરમ્યાન પણ તેમણે રાજ્યને સક્રીય મદદ આપી સાથ આપ્યો છે

સ્વ. મહારાજાશ્રી ભગવતસિંહજીની આરસ-પ્રતિમા શ્રી કરમારકર જેવા બાહોશ શિલ્પી પાસે રૂા ૪૦૦૦૦)નાં ખર્ચે તૈયાર કરાવી ધોરાજી શહેરના જુનાગઢ દરવાજા બહાર પ્રતિષ્ઠિત કરી પોતાની અડગ રાજભક્તિ પ્રદર્શિત કરી છે.

ગોંડલ તળપદમા પ્લેગના છેલ્લા હુમલાને ખાળવા માટે તેઓશ્રીએ મહારાજ કુમારશ્રી ભુપતસિંહજી સાહેબને પોતાના તરફથી મોટા ખર્ચે પ્લેગની રસી મૂકવાની બધા પ્રકારની વ્યવસ્થા કરી આપવામાં આવી હતી, અને તેને લીધેજ તેનો ઉપદ્રવ ઉગતાંજ ડંભાઇ ગયો હતો. ઈન્ફ્લ્યુએન્ઝાની મારામારી પ્રસંગે પણ તેઓશ્રીએ પોતાથી બની શકી તેટલી સહાયતા સારવાર-સમિતિને અર્પણ કરી હતી.

લોક સેવા

નમુનેદાર ગણાતી ગોંડલ-ઈસ્પીતાલમાં એક છેલ્લી ઢબનાં ઓપરેશન ટેબલની જરૂરીઆત જણાતાં તેઓશ્રીએ અત્રેના સખી-વજુદ શેઠ નુરમાહમદ આહમદનો સહકાર મેળવી રૂા. ૪૦૦૦) ના ખર્ચે તે વસાવી આપવામાં આવેલ છે. અહીંની પીડાતી જનતાને ભારે આશીર્વાદરૂપ થઇ પડેલ છે. ગોંડલ ઈસ્પીતાલ માટે પ્રસુતિગૃહ ખોલવાને અંગે શ્રી. મોરારજી ધનજી પડિયા પાસેથી મળેલ રૂા. ૨૦૦૦૦) જેવી રકમનું દાન શ્રી. વિશ્વનાથભાઈની શુભ પ્રેરણાનુંજ પરિણામ છે.

અત્યારના અસહ્ય મોંઘવારીના કપરાકાળમાં તે કોઈપણ પ્રકારના કોમી ભેદ-ભાવ વગર સહાયપાત્રોને છૂપી સહાયતા કરી રહ્યા છે. કોઈપણ સત્કાર્ય માટે તેમની પાસે સહાયતા માટે જનાર ભાગ્યેજ નિરાશ થયો હશે !

ગોંડલ રાજ્યમાં સ્વ. ભગવતસિંહજી બાપુએ પ્રાથમિક અને માધ્યમિક કેળવણી મફત કરેલ છે. રાજ્યની આટલી

ટ્રસ્ટી-મંડળ તરફથી નકકી કરવામાં આવ્યું. આ રકમ જે સ્થાને વ્યાજ સાથે વધીને રૂા. ૧ લાખના શુમારે થયેલ છે. બોર્ડિંગના મકાન પાછળ સ્વ. નર્મદાબહેને રૂા. ૨૦૦૦૦) જેટલુ ખચ કરી મકાન બોર્ડીંગને કૃષ્ણાર્પણ કરેલ છે! આ સંસ્થમ અત્યારે ૫૦ બ્રાહ્મણ વિદ્યાર્થીઓને સાવ મફ્ત અથવા અર્ધફીએ દાખલ કરવાની સગવડ છે. વિદ્યાર્થીઓ માટે ધાર્મિક શિક્ષણ ફરજીઆત છે. સમગ્ર બ્રાહ્મણ કોમ આ સત્કાર્ય માટે તેઓશ્રીની હંમેશના માટે ઋણી રહેશે. આ સંસ્થાના કાર્યવાહકો તરીકે ગામના પ્રતિષ્ઠિત પુરુષોને નિયુકત કરવામાં આવ્યા છે. - શ્રી. વિશ્વનાથભાઇ આ સંસ્થાના એક અગ્રગણ્ય કાર્યવાહક છે, અને સંસ્થા તેઓશ્રીતી સીધી દેખરેખ તળે સ્તુત્ય કાર્ય કરી રહેલ છે.

શ્રીમદ્ શંકરાચાય ગોંડલમાં પધારતા શ્રી. વિશ્વનાથભાઈએ તેમની સારી સેવા કરી હતી તેમણે તેમને શ્રી. ભાગવત ધર્મ, ભુષણના ટાઇટલ આપ્યો છે.

અત્યારે શ્રી. વિશ્વનાથભાઇ પોતાની વૃદ્ધાવસ્થાના દિવસો એકાંતિક ઇશ્વર ભજનમાં કરે છે. ગોંડલમાં તેઓશ્રી બહોળી સ્થાવર-જંગમ મિલ્કત ધરાવે છે. ગોંડલના કોટન-પ્રેસમાં તેઓશ્રીનો હિસ્સો છે, જે સારૂ ઉત્પન્ન આપે છે. સાથે સાથે તેમનો વ્યાપાર-વ્યવસાય પણ ચાલુ છે.

શ્રી. વિશ્વનાથભાઇને ચાર પુત્રો અને ચાર પુત્રીઓ છે. જયેષ્ઠ પુત્ર શ્રી. પ્રભુદાસભાઇ બનારસ હિંદુ-યુનિવર્સીટીના

પદવીધર છે અને ઈલેટ્રીકલ અને મિ નીકલ એન્જીનીઅર છે ધોગજી વીજઘર ઉપર નાતેક વર્ષ ઈજીનેર તરીકે કામ કર્યા બાદ હાલમા માન વેતનથી શેઠ બિરલા બ્રધર્સની બ્રિજગજનગર પેપર મિલમા મુખ્ય ઇજનેર તરીકે કામ કરે છે બીજા પુત્ર ભાઈ સૂર્યકાન્ત શ્રી ધોરાજી હવેની તેમજ પિતાનુ ધોરાજીનુ કામકાજ સભાળે છે ત્રીજા અને ચોથા પુત્રો ભાઈશ્રી મુકુદરાય અને લલિતચદ્ર હજુ વિદ્યાર્થી દશામા છે

પરમાત્મા આવા સખી સજ્જનને સહકુટુબ સુખ-શાતિ અને આરોગ્યસહ દીર્ઘ યુ અર્પે એજ અભ્યર્થના !

અનુસધાન ૮૦ થી

આવી રીતે અનેક સમાજ સુધારણામાં તેઓએ અગ્રપદે ભાગ લીધો હતો.

તેઓએ ઘાટકોપર રેસીડેન્ટસ એસોશીયેશનના જોઈન્ટ સેક્રેટરી તરીકે વર્ષો સુધી કામ કર્યું છે. તે વખતે ઘાટકોપરમાં મ્યુનીસીપાલીટી ન હતી પણ નોટીફાઈડ એરીયા કમીટી હતી હાલની શ્રી રામજી આસર વિદ્યાલય એ ઘાટકોપર રેસીડેન્ટસ એસોશીયેશનનું જીવતું સ્મારક છે. સ્વર્ગસ્થ શેઠ રામજી આસર પાસેથી હાલની તેમની વાડી એસોશીયેશન હસ્તક લેવા ગોઠવણ કરવામાં તેમણે બનતી મહેનત કરી છે જેના સુંદર પરિણામો ઘાટકોપરની વસ્તી પોતાના બચ્ચાઓની કેળવણીમાં ભોગવે છે. તેઓ આ

સુધી આ સંસ્થાના મંત્રી તેમજ ઉપ-પ્રમુખ તરીકે હતા અને સંસ્થાને વીકસાવવામાં તેમણે અથાગ શ્રમ લીધો છે અને તે સંસ્થાના એક ટ્રસ્ટી છે.

મુંગા પ્રાણીઓ તરફની ભાવનાથી શ્રી નગીનદાસભાઈ પોતાના જીવનના પાછલા ભાગમાં શુદ્ધ મીશનરી બન્યા હતા અને એજ ભાવના શ્રી માણેકલાલ ભાઈનામાં આજે પણ પ્રબળપણે જોવામાં આવે છે, બલ્કે ને તેમનું જીવન છે.

મહાત્મા ગાંધીજીની પ્રેરણા હેઠળ વર્ધાવાળા મરહુમ શેઠ જમનાલાલ બજાજે સને ૧૯૪૨ માં જે ગો સેવાસંઘ સ્થાપ્યો તેમા શ્રી માણેકલાલભાઈને ઘણાજ આગ્રહ પુર્વક તેમણે નોતર્યા હતા અને સંઘની વડી કાઉન્સીલના સભ્ય

જાય છે તેમા શ્રી માણેકલાલભાઇના ફાળો અસાધારણ હતો તેમાં શક નથી

તેઓ શ્રી. રામજી આસર વિદ્યાલયના ઘણા વખત સુધી મંત્રી તરીકે રહ્યા બાદ ઉપ-પ્રમુખ તરીકે ચુંટાયા હતા. તેઓ તે સંસ્થાના ટ્રસ્ટી પણ છે. શેઠ ધનજીભાઇ દેવસીભાઈ રાષ્ટ્રીય શાળાને ખુબ ખીલવનારા કાર્યકર્તાઓમાં તેઓ પણ એક છે, તેઓ તેમના ટ્રસ્ટી પણ છે

ઘાટકોપર તેઓનું પ્રીય સ્થાન છે. તેમાં કોઈપણ સંસ્થા એવી નહી હોય કે જેમાં તેઓએ સેવા આપી નહીં હોય

તેઓ સરળ તથા મીલનસાર સ્વભાવના નિરાભિમાની છે તેઓ સ્વદેશ ભકત અને ખાદી ભકત છે. ખંત સાથે પ્રમાણીકપણે તેઓ દરેક કામ કરે છે તે કહેવું તેમાં

શરૂમાં મુંબઈમાં આવી શેઠ હીરજી ગોવિંદજીની પેઢીમાં નોકર જોડાયા તેમની કાર્યશકિતથી તેઓએ તેમને તેમની જબલપુરની દુકાનના મેનેજર તરીકે નીમણુંક કરી. પરદેશમાં પર્યટન કરવાની તમન્નાએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું, જેથી તેઓ મુંબઈમાં ભાટીયા જ્ઞાતિના શેઠ ગોકુલદાસ ડોમાની કું. માં જોડાયા અને તેમના તરફથી ઈંગ્લાંડ, ફ્રાન્સ, ઈટાલી અને જર્મની રૂના વ્યાપાર સબંધી માહિતી મેળવવા ગયા અને ત્યાં પુરો અનુભવ મેળવ્યો. હિંદુસ્તાનમાં આવી તુરતજ એવતમેલ, કરંજા. ખાનદેશ, હુબલી, ધારવાડ, ભરૂચ લાઈન આખા કચ્છ કાઠીયાવાડમાં રૂની ખરીદી ઉપર નીમાણા પાંચ વરસ સુધી સ્વતંત્ર રૂ ખરીદીનું કામ કર્યું. પરદેશ સારી કામગીરી બજાવી શકશે એવી શેઠીયાઓને ખાત્રી થતાં તેમને જાપાનમા તેમની કોઠીની ઓફીસમાં મેનેજર તરીકે નીમણુંક કરી જાપાન મોકલ્યા તેઓ લગભગ દશ વર્ષ સુધી પોતાના કુટુંબ સહીત ત્યાં રહ્યા

બાર પંદર વર્ષ નોકરી કર્યા બાદ શેઠીઆઓને ભવીષ્યને વાસ્તે સારી ગોઠવણ કરવાની માગણી કરી તેઓ તેમને ચાહતા હતા ને તેમનુ ઉજ્જવળ ભવીષ્ય જોવા રાજી હતા. પણ તેઓનો સિદ્ધાન્ત ભાઇઓ સિવાય બીજા કોઈને ભાગીદાર તરીકે જોડવા નહી જેથી તેઓને ભવીષ્યમાં નોકર તરીકે રહેવા યોગ્ય ન લાગતા તેમનામાંથી છુટા થયા.

તેઓ સને ૧૯૧૪ માં કપડવંજના નગરશેઠ સામલભાઈ નથુભાઈની કમ્પનીમા ભાગીદાર તરીકે. જોડાઈ જાપાન ગયા. ઓફીસ ખોલી ને રૂની લાખો ગાંસડીનુ કામકાજ કર્યું.

અને ૧૯૧૮ મા કાઠીયાવાડ આવી જ્ઞાતિ બંધુઓને નોતરી નાતતેડુ અને શ્રી ગાયત્રી પુરશ્ચરણ કર્યું આ કાર્યમાં

લગભગ રૂા. પંદર હજારનું ખર્ચ થયું હતું. બધાને હળીમળી આનંદથી જાપાન સીધાવ્યા.

સને ૧૯૨૧ માં કાઠીયાવાડ આવ્યા અને ગોંડલમા ઉદ્યોગ કરવા ઈચ્છા થવાથી મુંબઈના એક શેઠ સાથે મળી ગોંડલમાં જીન પ્રેસ પોતાની ફુલ મત્તાથી ઉભું કર્યું. પણ ગોંડલમાં કપાસનું વાવેતર કમતી થવાથી તે કામ બંધ કર્યું.

સને ૧૯૨૭ માં તેઓ ભરૂચવાળા ખાનબહાદુર રૂસ્તમજી હોરમસજી વખારીયા સાથે રૂ એક્સપોર્ટ, ઈમ્પોર્ટ ખાતામા ભાગીદારીમાં જોડાયા અને કું ની ઓફીસ શાંઘાઈમા નાખી જાપાન, ગ્રીસ, જરમની, ફ્રાન્સ, ઈટાલી અને ઈગ્લાંડમા આડતીયા બાંધી રૂનો ધીકતો ધંધો શરૂ કર્યો. લાખો ગાંસડીઓનું કામ કર્યું પણ કમભાગ્યે શેઠશ્રી કીકાજીનો સ્વર્ગવાસ થયો અને સને ૧૯૩૪ ના ઓફીસ બંધ કરી

# અનુક્રમણિકા

હમેશા તેઓ પોતાની મગજશક્તિ મુજબ જરાપણ કોઈની શેહમાં ફસાયા વગર નમ્ર ન થઈ કહેતા જરાપણ અચકાતા નથી

જાપાન સમાં લડાઈને અંગે તેમને ત્યાંનું છોડવું પડયું હતું ને પગરસ્તે હિન્દુસ્તાન આવ્યા હતા

રસ્તામાં તેઓ અનેક ભાઈઓની સેવા કરતા આવ્યા હતા તેમાં ગમે તેટલી મુશ્કેલીઓ વેઠવી પડે તો તેની ફીકર કરતા નહીં અને એકંદર સેવા બજાવતા હિન્દુસ્તાન પહોંચ્યા હતા

પોતાના હિસાબી કામના અનુભવ અંગે તેઓ મેસર્સ માણી મેટલ રીફાઇનરી એન્ડ મેટલ ઇન્ડસ્ટ્રીઝમાં મુખ્ય એકાઉન્ટન્ટ તરીકે કામ કરે છે તેમની ખંત તથા ઉત્સાહપૂર્વક કામ કરવાની શૈલીથી તે સંસ્થાના સંચાલકોને પ્રિય થઈ પડયા છે